अथ

# मार्गोपदेशिका

संस्कृतं जिज्ञासूनाम् ।

---

एम्. ए. पीएच्. डी. ए. एल्. एम्. इत्याद्युपपदावलिधारिणा

नैकविद्वत्परिषत्संमानितेनाध्यापकवर्येण

**भाण्डारकरकुलोत्पन्नेन गोपालसूनुना रामकृष्णेन**

विरचिता

तत्सूनुना एम्. ए. इत्युपपदभृता श्रीधरेण

संशोधिता,

तदन्तेवासिना बी. ए. इत्युपपदभाजा

**ध्रुवोपाह्वेन हर्षदात्मजेन केशवेन**

गुर्जरीयभाषयानूद्य

प्रकाशिता ।



सा च एज्युकेशन सोसायटी इत्यस्या मुद्रणालये मुद्रिता ।
श्रीमद्विक्रमार्क नृपसमाः १९४३.
मूल्यमानकषट्कम् ।

૩૫૨૩

મુંબઈ ઈલાકાનું સરકારી કેળવણીખાતું.

# સંસ્કૃતમાર્ગોપદેશિકા.

એટલે

ડેકન કાલેજના સંસ્કૃતાધ્યાપક

રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર

એમ. એ. પીએચ. ડી. એ. એલ. એમ. ઈ. ઈ.

વિરચિત

## સંસ્કૃત પાઠાવળી.

શ્રીધર રામકૃષ્ણ ભાંડારકર એમ. એ.

સંશોધિત

ઈંગ્રજી નવમી આવૃત્તિ ઉપરથી

ગુજરાતી ભાષાંતર

રચનાર

કેશવ હર્ષદ ધ્રુવ બી. એ.



મુંબાઈ:

ગવર્નમેંટ સેંટ્રલ બુક ડીપો.

સંવત્ ૧૯૪૩. સન ૧૮૮૭.



મૂલ્ય છ આના.

# उपोद्घातः ।

पुरातनीभ्यः समाभ्यो गीर्वाणवाणी प्रशस्तशिक्षणसरण्या उत्तमाङ्गत्वेन सबहुमानमाद्रियते विद्वद्भिः। सा च दैवी वाक् पुराणप्रौढमहर्षिमुखपद्मनिर्गता पूर्वाचार्यैः सिद्धसारस्वतैर्धार्यमाणा मध्यकालीनैः प्रकाण्डपण्डितैः सुकृतिभिः सनिर्बन्धमार्यजनताया उद्धारहेतोर्भगीरथप्रयत्नैर्वर्तमानभूमिमनायि । परं तस्याः परमपुण्येष्वतिभव्येषु शास्त्रतीर्थेष्ववगाहनेन कतिपय एव यात्रिका अशकन्नात्मानं कृतकृत्यतां नेतुम् । अथास्य पावनस्य पथः पुनः संस्कारसमाधानसंमानमस्माकं साम्प्रतशासितारः सविशेषमर्हन्ति। तैर्हि सोऽयं क्लेशसहस्रसंकटो मार्गः सुगमः सर्वजनीनोऽकारि । एतैस्तु पाश्चात्यशिक्षणपद्धतिं भारते वर्षे सर्वहिताय प्रथयद्भिर्गीर्वाणवाण्या गरिमातिशयं प्रपश्यद्भिः परंपरया चानवच्छिन्नं प्रचारमालोचयद्भिरेतद्देशीयानामार्याणां तदधीत्युपपत्तिं निरूपयद्भिर्नवीनायामाङ्गभाषया संपाद्यायां सर्वसाधारण्यामुत्तमशिक्षणसरण्यां सापि सगुरुगौरवं समाधायि । ततश्चर्जुबोधाय पश्चिमपद्धतिमनुसृत्य नवां पाठावलिं रचयितुं दक्षिणापथपाठशालायाः सांप्रतसंस्कृतविद्यागुरुवर्याः श्रीमद्रामकृष्णाचार्या विज्ञप्ताः । तैश्चाङ्गभाषया ग्रथिता खण्डद्वयेन संस्कृतपाठावलिः । तेषां कृतधियां कृतेः सार्थकतोक्तियुक्तिभिर्विभावनं नापेक्षते । सार्वजनिकशिक्षणाधिकारिणामुद्देशसाफल्ये च तस्याः शतसहस्रशो मुद्राङ्कनपौनःपौन्यमेवालं मानम् ।

अथात्र देशीयभाषासु प्रशस्तं शिक्षणं संक्रामितुं स्थापितेषु शिक्षणमन्दिरेषु संस्कृतमध्यापयितुं सुश्लिष्टे ग्रन्थविशेषेऽपेक्षिते शिक्षाधिकारिभिर्निर्दिष्टायाः पाठावल्याः समीचीनां रचनपरिपाटिं

निर्वर्णयद्भिः सैव याथातथ्येन देशीयभाषासु परिवर्तयितुं निरधारि । ततश्च मार्गोपदेशिका नाम पाठावल्याः प्रथमं पुस्तकं श्रीमान्नन्दशङ्करशर्मा गुर्जरीयभाषायां प्रतेने । तच्च भाषान्तरं मार्गोपदेशिकायाः प्रथमामावृत्तिमवलम्ब्यापादितमासीत् । तत ऊर्ध्वमितःप्रभृति नवकृत्वो मुद्रितायामाङ्गभाषानिबद्धायां तस्यां शुद्धिवृद्धिविशेषबाहुल्यवशान्नवीनतमस्य संस्करणस्य कार्त्स्न्येन पुनरेवानुवादनं समादिष्टम् । तदनुरोधेनानुवादोऽयं प्राणायि । स चैष तथा विशदीकृतः संस्कृतमधिजिगांसूनां वैक्लव्यलेशं निरस्येदित्याशास्यते ।

# પ્રસ્તાવના.

જૂના કાળથી સંસ્કૃત ભાષા ઉંચી કેળવણીનું મુખ્ય અંગ મનાતી આવી છે. એ પવિત્ર વાણી અતિ પ્રાચીન પ્રૌઢ મહર્ષિઓના મુખમાંથી નીકળી, તેને પૂર્વકાળના મુનિવરે ધારણ કરી, તથા મધ્યકાળના પંડિતોએ એ ત્રણે કાળને પાવન કરનારી વાણીને આર્યવર્ગના ઉદ્ધારને અર્થે ભગીરથ પ્રયત્ને એકધારા અખંડિત પ્રવાહે વર્તમાન ભૂમિએ આણી. પરંતુ તેના પરમ પાવન ભવ્ય જ્ઞાનતીર્થમાં ઝીલી વિરલા યાત્રિકો પોતાના આત્માને કૃતાર્થ કરી શકતા. એ કલ્યાણકારી માર્ગને સુગમ અને સર્વ-સામાન્ય કરવાનું માન આપણા વિદ્વાન વિદેશીય રાજ્યકર્તાને છાજે છે. પશ્ચિમની પદ્ધતિની કેલવણી તેમણે ભરતખંડમાં સર્વ-હિતાર્થ દાખલ કરી, ત્યારે આપણી ગીર્વાણ વાણીની અપૂર્વ પ્રૌઢતા અને પરાપૂર્વથી ચાલી આવેલો અવિચ્છિન્ન પ્રચાર જોઇને, આપણ આર્યોને તેની આવશ્યકતા તેમની નજરમાં આવતાં, તેમણે નવા પ્રકારની સર્વ-સાધારણ ઇંગ્રેજી ઉંચા કેળવણીના અંગ તરીકે આપણી દેવવાણીને દાખલ કરી તથા નવી પશ્ચિમની પદ્ધતિ ઉપર દક્ષિણ કૉલેજ સાંપ્રત સંસ્કૃત વિદ્યાગુરૂ પંડિતવર્ય રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર પાસે સંસ્કૃત પાઠાવળી ઇંગ્રેજીમાં રચાવી. એવા વિદ્વાનની કૃતિ સર્વથા સાર્થક થાય એમાં કાંઈ કહેવા જેવું નથી. તે પાઠાવળીની આજપર્યંત અનેક જથાબંધ આવૃત્તિઓ ખપી ગઈ છે તેઉપરથી સરકારનો ઉદ્દેશ કેટલે દરજ્જે પાર પડચો છે તેનો સહજ ખ્યાલ આવશે.

એ પાઠાવળીની ઉત્તમ રચના જોઈ સરકારે દેશી ભાષામાં ઉંચી કેળવણી અને શિક્ષણ આપવા શિક્ષામંદિરો (ટ્રેનિંગ

કૉલેજ ) સ્થાપ્યાં તેમાં સંસ્કૃત શિખવવા સારૂ એજ પુસ્તકનું ભાષાંતર કરાવવું દુરસ્ત ધાર્યું. એથી કરીને એ પાઠાવળીના પ્રથમ પુસ્તકનું ભાષાંતર રા. રા. નંદશંકર તુળજાશંકર પાસે એમણે પહેલવહેલું કરાવ્યું. એ એઓનું ભાષાંતર મૂળ પાઠાવળીની પહેલી આવૃત્તિ ઉપરથી થયું હતું. ત્યાર પછી અત્યારસુધીમાં માર્ગોપદેશિકાની નવ આવૃત્તિ થઈ ગઈ હોવાથી તથા તેમાં ઘણો ફેરફાર થયેલો હોવાથી મૂળમાર્ગોપદેશિકાની નવમી આવૃત્તિનું ભાષાંતર મૂળથી માંડીને નવું તૈયાર કરવા મને સરકારે સોંપ્યું તે ઉપરથી મેં આ તૈયાર કર્યું છે. આ ભાષાંતરથી, સંસ્કૃતના વિદ્યાર્થીઓને જે પહેલાં ગુંચવણ અને મુશ્કેલી પડતી તી તે કેટલેક દરજ્જે દૂર કે ઓછી થશે એવી આશા છે.

# અનુક્રમણિકા.



# સંસ્કૃત માર્ગોપદેશિકા.

## અક્ષર.

### સ્વર.

अ અ, आ આ, इ ઇ, ई ઈ, उ ઉ, ऊ ઊ, ऋ* ઋ,
ॠ* ૠ, ऌ* ઌ, ए એ, ऐ ઐ, ओ ઓ, औ ઔ.

ં અનુસ્વાર. : વિસર્ગ.

### વ્યંજન.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કંઠ્ય.... | क् ક્, | ख् ખ્, | ग् ગ્, | घ् ઘ્, | ङ्* ઙ્; |
| તાલવ્ય .. | च् ચ્, | छ् છ્, | ज् જ્, | झ् ઝ્, | ञ्* ઞ્; |
| મૂર્ધન્ય .. | ट् ટ્, | ठ् ઠ્, | ड् ડ્, | ढ् ઢ્, | ण् ણ્; |
| દંત્ય.... | त् ત્, | थ् થ્, | द् દ્, | ध् ધ્, | न् ન્; |
| ઓષ્ઠ્ય.. | प् પ્, | फ् ફ્, | ब् બ્, | भ् ભ્, | म् મ્; |

| | | |
|---|---|---|
| અંતઃસ્થ અથવા અર્ધસ્વર .. | તાલવ્ય .......... | य् ય્; |
| | મૂર્ધન્ય .......... | र् ર્; |
| | દંત્ય .......... | ल् લ્; |
| | દંત્યોષ્ઠ્ય .......... | व् વ્; |
| ઉષ્માક્ષર .. | તાલવ્ય .......... | श् શ્; |
| | મૂર્ધન્ય .......... | ष् ષ્; |
| | દંત્ય .......... | स् સ્; |
| મહાપ્રાણ .................. | | ह् હ્. |

* આ અક્ષરો ઘણુંખરૂં ગુજરાતી ઉચ્ચારણમાં શુદ્ધ રૂપે જણાતા નથી; માટે તેમનો ઉચ્ચાર કોઈ શુદ્ધ વક્તાને મોઢે શીખી લેવો.

પહેલા પાંચ વર્ગો માંહેલા દરેકના છેલ્લા ત્રણ વ્યંજનો અને અંતઃસ્થ તથા મહાપ્રાણને **ઘોષ** વ્યંજન કહે છે. બાકીના અક્ષરોને **અઘોષ** વ્યંજન કહે છે.

સ્વરો જ્યારે વ્યંજનમાં મળે છે, ત્યારે તેમની સ્થિતિ નીચે પ્રમાણે બતાવાય છે.

જ્યારે વ્યંજન નીચે ્ આવો છેકો ન હોય, ત્યારે તે વ્યંજનમાં **अ** મળેલો છે એમ જાણવું; ઉદાહરણઃ—**क**. **आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ए, ऐ, ओ, औ** આ સ્વરોનું ઉમેરણ છેકા વિનાના વ્યંજનને ા, િ, ી, ુ, ૂ, ૃ, ૄ, ૢ, ે, ૈ, ો, ૌ એવી નિશાની લાગેલી હોવાથી સમજાય છે; ઉદાહરણઃ—**क** ક, **का** કા, **कि** કિ, **की** કી, **कुं** કુ, **कू** કૂ, **कृ** કૃ, **कॄ** કૄ, **कॢ** કૢ, **के** કે, **कै** કૈ, **को** કો, **कौ** કૌ.

મુખ્ય સંયુક્ત વ્યંજન કે જોડાક્ષર નીચે પ્રમાણે છે :—

| | | | |
|---|---|---|---|
| **क्क** ક્-ક | **ग्ध** ગ્-ધ | **च्छ्व** ચ્-છ્-વ | **ण्म** ણ્-મ |
| **क्त** ક્-ત | **ग्न** ગ્-ન | **च्म** ચ્-મ | **ण्य** ણ્-ય |
| **क्त्व** ક્-ત્-વ | **ग्र** ગ્-ર | **च्छ्र** ચ્-છ્-ર | **र्ण्य** ર્-ણ્-ય |
| **क्न** ક્-ન | **ग्र्य** ગ્-ર્-ય | **ज्ज** જ્-જ | **ण्व** ણ્-વ |
| **क्म** ક્-મ | **ग्ल** ગ્-લ | **ज्व** જ્-વ | **त्त** ત્-ત |
| **क्र** ક્-ર | **ग्व** ગ્-વ | **ट्ट** ટ્-ટ | **त्य** ત્-ય |
| **क्य** ક્-ય | **घ्य** ઘ્-ય | **ट्य** ટ્-ય | **त्व** ત્-વ |
| **क्ल** ક્-લ | **घ्र** ઘ્-ર | **ट्र** ટ્-ર | **त्म** ત્-મ |
| **क्व** ક્-વ | **घ्व** ઘ્-વ | **ठ्य** ઠ્-ય | **त्स्य** ત્-સ્-ય |
| **क्ष** ક્-ષ | **घ्न** ઘ્-ન | **ड्ग** ડ્-ગ | **त्र** ત્-ર |
| **क्ष्य** ક્-ષ્-ય | **ङ्क** ઙ્-ક | **ड्य** ડ્-ય | **त्प्र** ત્-પ્-ર |
| **क्ष्व** ક્-ષ્-વ | **ङ्क्त** ઙ્-ક્-ત | **ड्व** ડ્-વ | **त्न** ત્-ન |
| **क्ष्म** ક્-ષ્-મ | **च्य** ચ્-ય | **ड्म** ડ્-મ | **त्प** ત્-પ |
| **क्ष्ण** ક્-ષ્-ણ | **च्च** ચ્-ચ | **ढ्य** ઢ્-ય | **त्स** ત્-સ |
| **ख्य** ખ્-ય | **च्छ** ચ્-છ | **ण्ण** ણ્-ણ | **त्र्य** ત્-ર્-ય. |

| | | | |
|---|---|---|---|
| त्फ ત્-ફ | न्व ન્-વ | य्व ય્-વ | ष्प ષ્-પ |
| त्थ ત્-થ | न्म ન્-મ | ल्क લ્-ક | ष्ण ષ્-ણ |
| त्स्न ત્-સ્-ન | प्त પ્-ત | ल्ग લ્-ગ | ष्म ષ્-મ |
| त्त्र ત્-ત્-ર | प्त्य પ્-ત્-ય | ल्य લ્-ય | ष्प्र ષ્-પ્-ર |
| थ्य થ્-ય | प्स પ્-સ | ल्प લ્-પ | ष्य ષ્-ય |
| द्ग દ્-ગ | प्न પ્-ન | ल्म લ્-મ | ष्व ષ્-વ |
| द्य દ્-ય | प्य પ્-ય | ल्व લ્-વ | स्क સ્-ક |
| द्द દ્-દ | प्म પ્-મ | ल्ल લ્-લ | स्ख સ્-ખ |
| द्ध દ્-ધ | प्ल પ્-લ | व्य વ્-ય | स्त સ્-ત |
| द्र्य દ્-ર્-ય | प्र પ્-ર | व्र વ્-ર | स्म સ્-મ |
| द्ब દ્-બ | ब्ध બ્-ધ | श्र શ્-ર | स्थ સ્-થ |
| द्ब्र દ્-બ્-ર | ब्ज બ્-જ | श्न શ્-ન | स्र સ્-ર |
| द्व्य દ્-વ્-ય | ब्द બ્-દ | श्य શ્-ય | स्न સ્-ન |
| द्र દ્-ર | ब्र બ્-ર | श्ल શ્-લ | स्प्र સ્-પ્-ર |
| द्म દ્-મ | ब्य બ્-ય | श्व શ્-વ | स्फ સ્-ફ |
| द्भ દ્-ભ | भ्य ભ્-ય | श्म શ્-મ | स्य સ્-ય |
| द्व्र દ્-વ્-ર | भ्र ભ્-ર | श्च શ્-ચ | ह्ण હ્-ણ |
| ध्म ધ્-મ | भ्ण ભ્-ણ | ष्क ષ્-ક | ह्म હ્-મ |
| ध्न ધ્-ન | भ्व ભ્-વ | ष्क्र ષ્-ક્-ર | ह्न હ્-ન |
| ध्र ધ્-ર | भ्न ભ્-ન | ष्ट ષ્-ટ | ह्य હ્-ય |
| ध्य ધ્-ય | म्र મ્-ર | ष्ट्र ષ્-ટ્-ર | ह्र હ્-ર |
| ध्व ધ્-વ | म्य મ્-ય | ष्ट्व ષ્-ટ્-વ | ह्व હ્-વ |
| र्ध्य ર્-ધ્-ય | म्ल મ્-લ | ष्ट्य ષ્-ટ્-ય | ह्ल* હ્-લ |
| न्न ન્-ન | म्व મ્-વ | ष्ठ ષ્-ઠ | |
| न्य ન્-ય | म्म મ્-મ | ष्ठ्य ષ્-ઠ્-ય | |

* બોલવા સરળ પડે માટે અંત્યાક્ષરમાં અકાર મેળવી જોડાક્ષર આપ્યા છે.

# પાઠ ૧ લો.

## પરસ્મૈપદ;*—વર્તમાનકાળ.

### એકવચન.

પ્રત્યય:—પુરૂષ ૧, मि: પુરૂષ ૨, सि; પુરૂષ ૩, ति.

### પહેલા ગણના ધાતુ.

| | | |
|---|---|---|
| गम [गच्छ†] જવું. | बुध् (बोध्) જાણવું, સમજવું. | वद् બોલવું. |
| नी (नय‡) દોરવું, લઈ જવું. | भू (भव) થવું, હોવું. | वस् રહેવું, વસવું. |
| पत् પડવું. | रक्ष् બચાવવું, સંભાળવું. | सृ (सर) સરકવું, ખસવું, જવું. |

* સંસ્કૃતમાં ક્રિયાપદના રૂપાખ્યાનના પ્રત્યયો બે પ્રકારના છે:—પરસ્મૈપદ પ્રત્યય અને આત્મનેપદ પ્રત્યય કેટલાક ધાતુઓ કેવળ પરસ્મૈપદ પ્રત્યય લેનારા એટલે પરસ્મૈપદી, કેટલાક કેવળ આત્મનેપદ પ્રત્યય લેનારા એટલે આત્મનેપદી, અને કેટલાક બે પ્રકારના પ્રત્યયોમાંથી ગમે તે પ્રકારના પ્રત્યય લેનારા એટલે ઉભયપદી હોય છે.

† વિકરણ પ્રત્યય એટલે ગણની નિશાની લાગતાં કેટલાક ધાતુને બદલે જે વિશેષ રૂપ (જેમ કે गम् ને બદલે गच्छ्) કે આદેશ (જેમ કે दृश ને બદલે पश्य्) વપરાય છે, તે કાટખૂણ કૌંસમાં બતાવેલ છે.

‡ પહેલા ગણના વિકરણ પ્રત્યય પૂર્વે સ્વરાંત ધાતુના અંત્ય-સ્વરનો તથા વ્યંજનાંત ધાતુના ઉપાંત્ય (એટલે છેલ્લા વ્યંજનની પૂર્વના) હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. इ તથા ई નો ગુણ ए, उ તથા ऊ નો ओ, ऋ તથા ॠ નો अर् અને ऌ નો अल् થાય છે.

ઉપર કહ્યાપ્રમાણે नी ધાતુનું ने રૂપ થાય તેને વિકરણ પ્રત્યય अ અને પછી પુરૂષવાચક પ્રત્યય ति લગાડિયે. સંસ્કૃતમાં બે સ્વરો લગોલગ આવે છે ત્યારે સંધિ થાય છે; તેથી કરીને ચાલતા દૃષ્ટાંતમાં સંધિ કરવી જોઈએ. હવે નિયમ એવો છે કે ए, ऐ, ओ,

## *બીજા ગણના ધાતુ.

**अस्** હોવું. | **अद्** ખાવું.

પહેલા ગણના ધાતુઓમાં પ્રથમ વિકરણ પ્રત્યય **अ** ઉમેરાય છે, ને ત્યારપછી તે તૈયાર થયેલા રૂપ અથવા **અંગ**ને પુરૂષવાચક પ્રત્યય લાગલાજ લગાડાય છે.

ગણ બીજાના ધાતુઓને પુરૂષવાચક પ્રત્યય લાગલાજ લગાડાય છે.

પહેલા પુરૂષના **म्** અને **व्** થી શરૂ થતા પ્રત્યયો લાગતાં તે **म्** અને **व्** ની પૂર્વના **अ** નો **आ** થાય છે.

| | | | |
|---|---|---|---|
| वदामि । | सरसि । | गच्छति । | बोधामि । |
| रक्षसि । | नयामि । | अद्मि । | भवति । |
| पतति । | वससि । | नयति । | अत्ति । |

अस्ति ।

## પહેલો ગણ.

**चर्** જવું, ચાલવું. | **दह्** બાળવું.
**जीव्** જીવવું. | **नम्** નમવું.
**त्यज्** તજવું, છોડી દેવું. | **पच्** રાંધવું, પકાવવું.

---

અને **औ** સ્વર પછી કોઈપણ સ્વર આવે તો તેમને બદલે **अय्**, **आय्**, **अव्**, **आव्** અનુક્રમે મૂકવામાં આવે છે:—જેમાં પછીનો સ્વર ભળે છે. તેથી કરીને ने+अ=नय्+अ=नय તેને ति લાગવાથી नयति થાય છે; તેજ પ્રમાણે भू+अ=भो+अ=भव्+अ=भव. આવી રીતના સ્વર વિકારને લીધે ધાતુનાં જે રૂપ થાય છે, તે અર્ધચંદ્ર કૌંસમાં આપ્યાં છે.

* બીજા ગણના ધાતુનું રૂપાખ્યાન ઘણું કઠણ છે, તેથી આ ચોપડીમાં તેના જુજ ધાતુ આપ્યા છે. આ ગણ બીજી ચોપડીમાં સવિસ્તર આપ્યો છે.

† અનુનાસિક સિવાય કોઈ પણ સ્પર્શ વ્યંજન પછી અઘોષ વ્યંજન આવે, તો તે પૂર્વના વ્યંજનના બદલે તેનાજ વર્ગનો પહેલો અક્ષર મૂકવામાં આવે છે; ઉ. ककुभ्+प्रान्त=ककुप्प्रान्त, અને वृशद्+पतति= वृशत्पतति.

(તું) બોલે છે.
(તે) બોલે છે.
(તું) જાય છે.
(હું) જાઉં છું.
(તે) રહે છે.
(હું) રહું છું.
(તું) પડે છે.
(તે) સમજે છે.
(તું) દોરે છે.
(તે) ખસે છે.
(હું) થાઉં છું.
(તું) ખાય છે.
(હું) છું.
(તું) છે.*
(તે) તજે છે.
(તું) નમે છે.
(હું) રાંધું છું.
(તું) બાળે છે.
(હું) બચાવું છું.
(તે) ચાલે છે.
(હું) જીવું છું.

---

# પાઠ ૨.

## †બહુવચન.

પ્રત્યયઃ–પુરૂષ ૧, **मस्**; પુરૂષ ૨, **थ** પુરૂષ ૩, **अन्ति**‡.

| ચોથો ગણ. | છટ્ઠો ગણ. |
|---|---|
| **नश्** નાશ પામવો, ફના થવું. | **इष्** [इच्छ्] ઇચ્છવું. |
| **नृत्** નાચવું. | **प्रच्छ्** [पृच्छ्] પૂછવું. |
| **पुष्** પોષવું, ઉછેરવું, પોષણ કરવું. | **मुच्** [मुञ्च्] મૂકવું, છોડવું. |
| **मुह्** મુઝાવું, ઘેલા થવું, બેભાન થવું. | **विश्** પેસવું, દાખલ થવું. |
| **लुभ्** લોભ કરવો, તકાવવું. | **सृज्** છોડી દેવું, સરજવું, પેદા કરવું. |
| | **स्पृश्** અડકવું. |

---

* **सि** પ્રત્યય પર છતાં **अस्** ધાતુનો અંત્ય **स्** લોપાયછે.

† સંસ્કૃત ભાષામાં દ્વિત્વ (=બેપણું) દર્શાવવા શબ્દ દ્વિવચનમાં મૂકવામાં આવે છે. એ દ્વિવચન નવા વિદ્યાર્થિઓને કેવળ નવતર હોવાથી આ પછીના પાઠમાં આપ્યું છે. બાકી ખરો અનુક્રમ તો એકવચન, દ્વિવચન ને બહુવચન એ પ્રમાણે છે.

‡ અકારાદિ પ્રત્યય પર છતાં પૂર્વનો **अ** લોપાય છે. **बुध्+अ+अन्ति=बोध्+अन्ति=बोधन्ति.**

પુરૂષવાચક પ્રત્યય લાગતાં પહેલાં ચોથા ગણમાં **य** અને છઠ્ઠા ગણમાં **अ** ધાતુમાં ઉમેરાય છે.*

દ્વિવચન તથા બહુવચનના પુરૂષવાચક પ્રત્યયો પર છતાં **अस्** (ગ. ૨) ના **अ** નો લોપ થાય છે.

| | | |
|---|---|---|
| वदामः† । | दहामः । | लुभ्यन्ति । |
| गच्छन्ति । | सन्ति । | स्पृशामः । |
| बोधथ । | जीवथ । | सृजथ । |
| नयामः । | नमन्ति । | इच्छन्ति । |
| भवथ । | पुष्यामः । | पृच्छथ । |
| वसन्ति । | नश्यन्ति । | मुञ्चामः । |
| स्थ । | नृत्यथ । | विशन्ति । |
| अदन्ति । | मुंञ्चामः । | |

## પહેલો ગણ.

**जि** (जय्) જીતવું, ફતેહ પામવી.

**दृश्** [पश्य्] જોવું, દેખવું.

**धाव्** દોડવું.

**पा** [पिब्] પીવું.

**यज्** પૂજવું, યજ્ઞ કરવો.

**वह्** વહેવું, વાવું, લઈ જવું.

**स्मृ** (स्मर्) સંભારવું, યાદ રાખવું.

**हृ** (हर्) લઈ લેવું, હરી જવું.

## ચોથો ગણ.

**अस्** ફેંકવું.

**कुप्** ભેટવું.

**तुष्** પ્રસન્ન થવું, ધરાવું, ખુશ થવું.

**लुट्** લોટવું, આલોટવું.

**शुष्** સુકાઈ જવું, સોસાવું.

## છઠ્ઠો ગણ.

**क्षिप्** ફેંકવું.

**तुद्** પીડવું, કનડવું, સતાવવું.

**दिश्** બતાવવું.

**सिच्** [सिञ्च्]સીંચવું, છાંટવું.

---

* આ બે ગણોમાં કાંઈ પહેલા ગણમાં થાય છે તેમ ધાતુના સ્વરનો ગુણ થતો નથી.

† પદને અંતે **स्** હોય તો તેનો વિસર્ગ થાય છે. પદાંત **र्** નો પણ અઘોષ વ્યંજન પર છતાંજ અગર તો કશુંએ ન આવે તો વિસર્ગ થાય છે.

(તમે) બોલો છો.
(અમે) જઇયે છિયે.
(તેઓ) સમજે છે.
(તમે) દોરો છો.
(તેઓ) થાય છે.
(અમે) રહિયે છિયે.
(તમે) ખાઓ છો.
(અમે) છિયે.
(તેઓ) બાળે છે.
(અમે) જીવિયે છિયે.
(તેઓ) પીડે છે.
(તમે) જીવો છો.
(તેઓ) પોષે છે.
(અમે) નાશ પામિયે છિયે.
(તેઓ) નાચે છે.
(તમે) ઘેલા થાઓ છો.
(અમે) લોભ કરિયે [છિયે.
(તેઓ) અડકે છે.
(અમે) જીતિયે છિયે.
(તમે) હરી જાઓ છો.
(તેઓ) જુએ છે.
(અમે) ફેંકિયે છિયે.
(અમે) પિયે છિયે.
(તમે) યત્ન કરો છો.
(તેઓ) વહે છે.
(અમે) સંભારિયે છિયે.
(તમે) ફેંકો છો.
(તેઓ) ભેટે છે.
(અમે) ધરાઇયે છિયે.
(તેઓ) સુકાય છે.
(તમે) લોટો છો.
(તમે) છાંટો છો.

---

## પાઠ ૩.

### દ્વિવચન.

પ્રત્યય:—પુરૂષ ૧, **वस्**; પુરૂષ ૨, **थस्**; પુરૂષ ૩, **तस्**.

### દશમા ગણના ધાતુ.*

**कथ्** કહેવું.
**गण्** ગણવું, ધારવું.
**घुष्** (घोष्) જાહેર કરવું.
**चिन्त्** વિચારવું.
†**चुर्** (चोर्) ચોરવું.
**पीड्** નડવું, પીડવું, દુઃખ દેવું.
**प्रथ्** પ્રસિદ્ધ કરવું.
**प्री** [प्रीण्] ખુશ કરવું.
**स्पृह्** ચહાવું, ઝંખવું, તૃષ્ણા રાખવી.
**रच्** રચવું, ગોઠવવું.

---

* સામાન્ય રીતે કહેતાં દશમા ગણના ધાતુઓ ઉભયપદી છે.

† વિકરણ પ્રત્યય **अय** લાગતાં સ્વરાંત ધાતુના અંત્ય સ્વરની તથા વ્યંજનાંત ધાતુના ઉપાંત્ય **अ**ની વૃદ્ધિ થાય છે, અને **अ** સિવાય બાકીના ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. આ ફેરફાર **कथ्**, **गण्**, **रच्**, **प्रथ्**, **स्पृह्**, **मृग्** તથા બીજા કેટલાક ધાતુમાં થતો નથી. અર્થાત્ આ ધાતુનો સ્વર બદલાતો નથી. **अ**, **इ** અથવા **ई**, **उ** અથવા **ऊ**, **ऋ** અથવા **ॠ**, અને **ऌ** ની વૃદ્ધિ અનુક્રમે **आ**, **ऐ**, **औ**,

પુરૂષવાચક પ્રત્યય લાગતાં પહેલાં દશામા ગણના ધાતુમાં વિકરણ પ્રત્યય **अय** ઉમેરાય છે.

| | | |
|---|---|---|
| चोरयावः । | घोषयथः । | नमथः । |
| पीडयथः । | स्पृहयावः । | स्तः । |
| कथयतः । | चिन्तयतः । | स्मरावः । |
| गणयावः । | प्रीणयथः । | जयथः । |
| प्रथयावः । | गच्छतः । | नश्यतः । |
| रचयतः । | नयावः । | नृत्यावः । |
| अद्वः । | विशतः । | इच्छतः । |

| પહેલો ગણ. | ચોથો ગણ. | છઠ્ઠો ગણ. |
|---|---|---|
| **अट्** ભટકવું, ભમવું. | **कुप्** ગુસ્સે થવું, કોપવું. | **उञ्छ्** વીણવું. |
| **चल्** ચાલવું, જવું, ખસવું. | **क्षुभ्** ખળભળવું, ગભરાવું. | **कृष्** ખેડવું, ખેંચવું. |
| **जल्प्** બબડવું, બકવું. | **श्लिष्** ભેટવું. | **स्फुर्** ધડકવું, ફરકવું, તરફડવું. |
| **निन्द्** નિંદવું, વખોડવું. | | |
| **शंस्** કહેવું, વખાણવું. | | |

## દશમો ગણ.

**पूज्** પૂજવું. **वर्ण** વર્ણવવું, વખાણવું. **सान्त्व्** શાંત પાડવું.

| | | |
|---|---|---|
| (તમે બે) ચોરો છો. | (આપણે બે) પૂજિયે છિયે. | (તમે બે) રાંધો છો. |
| (તેઓ બે) કનડે છે. | (તમે બે) ભમો છો. | (અમે બે) સમજિયે છિયે. |
| (અમેબે) કહિયેછિયે. | (તેઓ બે) ગુંચવાય છે. | (તેઓ બે) ખાય છે. |
| (તમે બે) ગણો છો. | (તમે બે) બોલો છો. | (અમે બે) રમિયે છિયે. |
| (તેઓ બે) જુએછે. | (તેઓ બે) થાય છે. | (તમે બે) ઝંખો છો. |
| (તમે બે) કોપો છો. | | |
| (તેઓ બે) ખેડે છે. | | |

**आर् અને आल् છે. ઉ. चि વૃદ્ધિ चै થઈ. હવે चै+अय+ति= चाय+अय+ति= चाययति; तड्+अय+ति = (વૃદ્ધિ થવાથી) ताड्+अय+ति = ताडयति ; घुष्+अय+ति = (ગુણ થવાથી) घोष्+अय+ति = घोषयति.**

(તેઓ બે) જાહેર કરે છે.
(અમે બે) વિચારિયે છિયે.
(તમે બે) પ્રસિદ્ધ કરો છો.
(તેઓ બે) ખુશ કરે છે.
(અમે બે) વીણિયે છિયે.
(તેઓ બે) વર્ણવે છે.
(અમે બે) ભેટિયે છિયે.
(તમે બે) બબડો છો.
(તેઓ બે) શાંત પાડે છે.
(અમે બે) વખાણિયે છિયે.
(અમે બે) ધરાઈયે છિયે.
(તમે બે) લાભ કરો છો.
(તેઓ બે) લોટે છે.
(અમે બે) અડકિયે છિયે.
(તમે બે) પૂછો છો.
(અમે બે) નિંદિયે છિયે.

# પાઠ ૪.

## વર્તમાનકાળ સમય.

### પહેલો ગણ.

**क्षि** (क्षय्) ઘસાઈ જવું, ક્ષીણ થવું.
**द्रु** (द्रव्) ભરવું, ભીંજાવું.
**रुह्** (रोह्) ઊગવું, વધવું, ઉપર ચઢવું, પલાણવું.
**स्था** [तिष्ठ्] ઉભા રહેવું, રહેવું.
**ह्वे** (ह्वय्) બોલાવવું.

### ચોથો ગણ.

**मद्** [माद्] ગાંડા થવું, મસ્ત થવું, ભૂલવું, ચૂકવું.
**शम्** [शाम्] શાંત હોવું, સાંસતા રહેવું-થવું.
**श्रम्** [श्राम्] થાકી જવું.

### દશમો ગણ.

**क्षल्** (क्षाल्) ધોવું.
**तड्** (ताड्) મારવું, ઠોકવું, મારમારવો.
**तुल्** (तोल्) તોળવું, જોખવું.
**भूष्** શણગારવું.

| | | | |
|---|---|---|---|
| वदसि । | इच्छामि । | रोहन्ति । | पिबन्ति । |
| वसथ । | मुञ्चथ । | पूजयन्ति । | पश्यावः । |
| बोधामः । | स्पृशति । | तिष्ठामि । | ह्वयति । |
| रक्षति । | स्मरथ । | स्पृहयथ । | नयसि । |
| पतामि । | ताडयसि । | हरतः । | अत्थः । |
| मुह्यति । | घोषयथ । | जयसि । | गणयति । |

| | | | |
|---|---|---|---|
| सन्ति । | सिञ्चसि । | शंसथ । | पचन्ति । |
| नश्यसि । | लुठयन्ति । | क्षालयति । | पुष्यामि । |
| नृत्यति । | तुष्यामि । | क्षयतः । | पीडयन्ति । |
| विशामः । | अस्यथः । | अग्नि । | यजामः । |
| पृच्छथः । | कथयामि । | जीवामः | श्राम्यामि । |
| वहतः । | कृषामः । | त्यजथ । | द्रवन्ति । |

चिन्तयति ।

| | | |
|---|---|---|
| (તે) પોપે છે. | (તું) થાકે છે. | (અમે) હરી જઈયે છિયે. |
| (હું) નાચું છું. | (હું) ઈચ્છું છું. | (તમે) કહો છો. |
| (તમે) લોભ કરોછો. | (અમે બે) પિયે છિયે. | (તું) અડકે છે. |
| (તે) પેસે છે. | (તમે) બાળો છો. | (તેઓ) ઝંખે છે. |
| (તું) ઈચ્છે છે. | (તેઓ) ધુમે છે. | (તમે બે) જાઓ છો. |
| (હું) પૂછું છું. | (તે) ઘસાઈ જાય છે. | (તે) ચોરે છે. |
| (તું) નડે છે. | (તું) કહે છે. | (આપણે બે) છિયે. |
| (તે) ઉગે છે. | (તે) તાળે છે. | (તું) પુરા કરે છે. |
| (અમે) બોલાવિયે છિયે. | (તેઓ) ચોરે છે. | (હું) પેસું છું. |
| (તે) ઘેલો થાય છે. | (તમે) ગોઠવો છો. | (તેઓ) મારે છે. |
| (તેઓ) ધરાય છે. | (તે) જાહેર કરે છે. | (અમે બે) રાંધિયે છિયે. |
| (હું) જીતું છું. | (હું) સંભારૂં છું. | (તમે) પૂજો છો. |
| (તમે) જાઓ છો. | (તેઓ બે) વસે છે. | |

---

## સારાંશ તથા સવાલ.

### પહેલો ગણ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુરૂષ ૧. | बोधामि | बोधावः | बोधामः |
| પુરૂષ ૨. | बोधसि | बोधथः | बोधथ |
| પુરૂષ ૩. | बोधति | बोधतः | बोधन्ति |

## ચોથો ગણ.

| | | | |
|---|---|---|---|
| પુરૂષ ૧. | पुष्यामि | पुष्याव: | पुष्याम: |
| પુરૂષ ૨. | पुष्यसि | पुष्यथ: | पुष्यथ |
| પુરૂષ ૩. | पुष्यति | पुष्यत: | पुष्यन्ति |

## છઠ્ઠો ગણ.

| | | | |
|---|---|---|---|
| પુરૂષ ૧. | विशामि | विशाव: | विशाम: |
| પુરૂષ ૨. | विशसि | विशथ: | विशथ |
| પુરૂષ ૩. | विशति | विशत: | विशन्ति |

## દશમો ગણ.

| | | | |
|---|---|---|---|
| પુરૂષ ૧. | चोरयामि | चोरयाव: | चोरयाम: |
| પુરૂષ ૨. | चोरयसि | चोरयथ: | चोरयथ |
| પુરૂષ ૩. | चोरयति | चोरयत: | चोरयन्ति |

૧. કંઠ્ય, તાલવ્ય, મૂર્ધન્ય, દંત્ય, ઓષ્ઠ્ય, અંતઃસ્થ, ઘોષ-વ્યંજન અને અઘોષવ્યંજન કિયા છે તે ગણાવો.

૨. इ, उ, ऋ અને लृ નાં ગુણવૃદ્ધિનાં રૂપ આપો.

૩. પહેલા, ચોથા, છઠ્ઠા, દશમા તથા બીજા ગણનાં વિશેષ લક્ષણ શાં છે?

૪. વર્તમાનકાલના પુરૂષવાચક પ્રત્યયો આપો.

૫. પહેલા પુરૂષના व् અને म् થી શરૂ થતા પ્રત્યયપર છતાં પૂર્વના अ માં શો ફેરફાર થાય છે.

૬. ए, ओ, ऐ, અને औ પછી સ્વર આવે તો તેમને ઠેકાણે અનુક્રમે શાં રૂપ મૂકવામાં આવે છે? ઉદાહરણ પણ આપો.

૭. કોઈ પણ વ્યંજનપછી અઘોષવ્યંજન આવે તો પૂર્વના વ્યંજનમાં જે ફેરફાર થાય છે તે ઉદાહરણ સાથે સમજાવો.

૮. પદાંત स् અને र् નું શું થાય છે? એ ફેરફાર र् ના સંબંધમાં ક્યારે થાય છે?

૯. નીચેના ધાતુનાં વર્તમાનકાળનાં રૂપ આપો.

[વિદ્યાર્થીના મનમાં પાકાં ઠશી જાય તેટલા માટે શિક્ષકની નજરમાં જેટલા ધાતુ આપવાની જરૂર જણાય તેટલા અહિં આપવા.]

## ઉપસર્ગ.

**ઉપસર્ગ** ધાતુની પૂર્વે આવી ઘણું કરીને ધાતુના અસલ અર્થમાં ન્યૂનાધિક કરી વિશેષ અર્થ ઉપજાવે છે. મુખ્ય **ઉપસર્ગ** નીચે આપ્યા છે.

**अति**—હદ બહાર; **अतिक्राम्यति** તે હદ બહાર પગલું ભરે છે, તે ઉલ્લંઘન કરે છે.

**अधि**—ઉપર; **अधिगच्छति** તે ઉપર થઈ જાય છે, તે મેળવે છે અથવા જાણી જાય છે.

**अनु**—પાછળ, સરખું; **अनुसरति**, **अनुगच्छति** તે પાછળ જાય છે, અનુસરે છે.

**अभि**—તરફ, પાસે; **अभिगच्छति** તે તરફ જાય છે, અથવા [પાસે જાય છે.

**अव**—નીચે, દૂર, **अवतरति** તે નીચે જાય છે, ઊતરે છે.

**आ**—હદ અથવા મર્યાદાના અર્થે, ઉલટાપણાના અર્થે, "સુધી" ના અર્થે; **आगच्छति** તે આવે છે; **आरोहति** તે (એટલે) સુધી વધે છે, ચઢે છે.

**उत्**—ઉંચે, ઉપર, વિશેષ; **उत्पतति** તે ઉંચે જાય છે, કુદે છે. **उद्गच्छति** તે ઉપર જાય છે, ઉંચે ચઢે છે.

**उप**—પાસે, **उपगच्छति** તે પાસે જાય છે, જઈ મળે છે.

**नि**—અંદર, નીચે; **निषीदति** તે નીચે બેસે છે.

**परा**—"પાછું" એવા અર્થે, ઉલટાપણાને અર્થે; **पराजयते** તે હારે છે.

**प्रति**—સામાં, ઉલટું; **प्रतिभाषते** તે સામાં કહે છે, જવાબ દે છે.

**प्र**—આગળ; **प्रयाति** તે આગળ જાય છે.

**वि**—નહિ, જુદું, દૂર, વિશેષે કરીને; **विश्लिष्यति** તે જુદો પડે છે.

**सम्**—સાથે, એકઠાં; ***संगच्छते** તે સાથે જાય છે, મળે છે.

---

* પદાંત म् પછી કોઈ પણ સ્પર્શ વ્યંજન આવ્યો હોય, તો તે म् ને બદલે વિકલ્પે પૂર્વના અક્ષર ઉપર અનુસ્વાર થાય છે, અથવા તો તેને ઠેકાણે પછીના વ્યંજનના સ્થાનનો અનુનાસિક થાય છે. જો પદાંત म् પછી य्, व् કે ल् હોય, તો વિકલ્પે म्ने બદલે પૂર્વના અક્ષર ઉપર અનુસ્વાર અથવા તો તેને ઠેકાણે અનુક્રમે નાસિકા

# પાઠ ૫.

## પ્રથમા વિભક્તિ.*

### ૧. अકારાંત નામ.

પ્રત્યય.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| *પુલ્લિંગ. | स् | औ | अस् |
| *નપુંસકલિંગ. | म् | ई | आनि |
| | नृपः | नृपौ† | नृपाः‡ |
| | फलम् | फले§ | फलानि |

સ્થાને બોલાતો य, व् કે ल् થાય છે. પરંતુ જો પદાંત म् પછી श, ष, स्, र्, કે ह् હોય, તો म् ને બદલે અવશ્યે પૂર્વનાં અક્ષર ઉપર અનુસ્વાર લખાય છે.

* ગુજરાતી ભાષામાં સાત વિભક્તિયોને માટે પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, અને સાતમી એ શબ્દો વપરાય છે તે બદલ સંસ્કૃત ભાષામાં પ્રથમા, દ્વિતીયા, તૃતીયા, ચતુર્થી, પંચમી, ષષ્ઠી, સપ્તમી એ પદ વાપરવામાં આવે છે. તેમજ નરજાતિ, નારીજાતિ ને નાન્યતરજાતિ કહેવાબદલ પુલ્લિંગ, સ્ત્રી-લિંગ ને નપુંસકલિંગ એમ કહેવાય છે.

† अ કે आ પછી ए કે ऐ આવે, તો પાસે આવેલા સ્વરો ભળી જઈને તેમને ઠેકાણે ऐ થાય છે; વળી अ કે आ પછી ओ કે औ આવે, તો પાસે આવેલા સ્વરો ભળી જઈને औ થાય છે; અર્થાત् अ કે आ + ए કે ऐ = ऐ અને अ કે आ + ओ કે औ = औ.

‡ છેલ્લા ચાર સ્વરો (ए, ऐ, ओ, औ) સિવાય બાકીના કોઈ પણ હ્રસ્વ અથવા દીર્ઘ સ્વર પછી તેજ હ્રસ્વ કે દીર્ઘ સ્વર આવે, તો પાસે આવેલા બે સ્વરો મળી જઈ તેમને ઠેકાણે દીર્ઘસ્વર થાયછે; ઉ.:—**दैत्य + अरि = दैत्यारि; कवि + ईश = कवीश;** ઈ. (પૃ. ૬ની ટીપ ‡ પ્રથમા તથા દ્વિતીયાના રૂપને લાગુ નથી).

§ જો अ કે आ પછી હ્રસ્વ કે દીર્ઘ इ, उ, ऋ, કે ऌ હોય, તો પાસે આવેલા બે સ્વર બદલ તે તે પર સ્વરના ગુણના અક્ષરો મુકાય છે; અર્થાત્ अ કે आ + इ કે ई = ए;—उ કે ऊ = ओ;— ऋ કે ॠ = अर्;—ऌ = अल्.

## नाम (પુલ્લિંગ).

| | | |
|---|---|---|
| **अश्व** ઘોડો. | **नृप** રાજા. | **मेघ** વાદળું. |
| **ईश्वर** ઈશ્વર. | **पवन** પવન, વાયુ. | **राम** રામ ( વિશેષ |
| **कूर्म** કાચબો. | **पुत्र** દીકરો, પુત્ર. | **वृक्ष** ઝાડ. [નામ). |
| **जन** લોક, માણસ. | **बाल** છોકરો. | **समुद्र** દરિયો. |
| **जीव** જીવ, પ્રાણી. | **बुध** ડાહ્યો, માણસ. | **सूद** રસોઇયો. |
| **नर** પુરૂષ. | **मूर्ख** બેવકૂફ, મૂરખ. | **हस्त** હાથ. |

( નપુંસકલિંગ. )

| | | |
|---|---|---|
| **कमल** કમળ, પો- | **धन** દોલત. | **मित्र** મિત્ર, દોસ્ત. |
| **गृह** ઘર. [યણું. | **नेत्र** આંખ. | **मुख** મ્હોડું. |
| **जल** પાણી. | **पर्ण** પાંદડું. | **सुख** સુખ. [રણ. |
| **दुःख** દુઃખ. | **फल** ફળ. | **हृदय** હૈયું, અંતઃક- |

વાક્ય.

| | | |
|---|---|---|
| नृपो* जयति । | जीवो मुह्यति । | धनं नश्यति । |
| अश्वा† वृत्यतत: । | हस्तौ हरतः । | बालः स्पृहयति । |
| जना‡ वदन्ति । | कूर्मः सरति । | गृहाणि‖ रक्षन्ति । |
| मुखं§ प्रीणयति । | फले पततः । | नेत्रे पश्यतः । |

* વિસર્ગની પૂર્વે अ હોય, તેમજ પછી अ કે ઘોષ વ્યંજન આવ્યો હોય ત્યારે વિસર્ગનું उ થાય છે, અને તે उ પૂર્વના अ માં મળી ओ થાય છે (પૃ. ૧૪ ની ટીપ § જુઓ).

† પૃ. ૪ ની ટીપ ‡ જુઓ.

‡ વિસર્ગની પૂર્વે आ હોય ને પછી સ્વર કે ઘોષ વ્યંજન આવે, તો વિસર્ગ ઉડી જાય છે. વળી વિસર્ગની પૂર્વે अ હોય ને પછી अ, સિવાય કોઈપણ સ્વર હોય, તોપણ વિસર્ગ લોપાય છે; અને વિસર્ગ લોપ કર્યાથી પાસે આવેલા સ્વરોની સંધિ થતી નથી; ઉ० नराः इमे=नरा इमे । बुधः इच्छति=बुध इच्छति.

§ પૃ. ૧૩ ની ટીપ * જુઓ.

‖ પદની અંદર ऋ, र् કે ष् પછી લાગલોજ न् આવ્યો હોય તો તે न् નો ण् થાય છે. વળી ऋ, र् કે ष् અને न् ની વચ્ચે સ્વર, ल् સિવાય અર્ધસ્વર, મહાપ્રાણ ह् તેમજ કંઠ્ય કે ઓષ્ઠ્ય વર્ગનો વ્યંજન હોય, તોપણ न् નો ण् થાય છે. પરંતુ પદને અંતેજ જો न् આવ્યો હોય તો આ ફેરફાર થતો નથી; ઉ. नरान्.

| | | |
|---|---|---|
| मेघः सिञ्चति । | रामः पूजयति । | कमले नृत्यतः । |
| मुखानि द्रवन्ति । | पुत्रौ तुष्यतः । | मित्राणि कथयन्ति । |
| दुःखं पीडयति । | नरा गच्छन्ति । | बुधौ मुञ्चतः । |
| | जलं शुष्यति । | |

| | | |
|---|---|---|
| રાજાઓ રક્ષે છે. [છે. | પવનો વાય છે. | (બે) સમુદ્રો ખળ- |
| (બે) છોકરા આલોટે- | પરમેશ્વર સરજે છે. | ભળે છે. [રહેછે. |
| દીકરો ખુશી કરે છે. | વૃક્ષો ઊગે છે. | ડાહ્યો માણસ સાંસતે |
| ઘોડાઓ કૂદે છે. | પાંદડાં પડે છે. | બેવકૂફો બકે છે. |
| મિત્ર પૂછે છે. | હૈયું ધરાય છે. | રસોઇયા રાંધે છે. |

## ૨. इकारांत નામ.

પ્રત્યય.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુલ્લિંગ. | स् | ० | अस् |

પ્રથમાના દ્વિવચનમાં इकार દીર્ઘ થાય છે, અને બહુવચનમાં **अस्** પ્રત્યય લાગતાં इकारનો ગુણ થાય છે; એ નિયમ પ્રમાણે.

| | | |
|---|---|---|
| हरिः | हरी (हरे+अस्=) | हरयः |

| | | | |
|---|---|---|---|
| નપુંસકલિંગ | ० | ई | इ |

इकारांत નપુંસક નામોને સ્વરાદિ પ્રત્યય લાગતાં **न्** ઉમેરવામાં આવે છે; વળી પ્રથમા, દ્વિતીયાના બહુવચનમાં इकार દીર્ઘ થાય છે. તેટલા માટે—

| | | |
|---|---|---|
| वारि | वारिणी | वारीणि |

### નામ (પુલ્લિંગ).

| | | |
|---|---|---|
| **अग्नि** અગ્નિ, દેવતા. | **ऋषि** ઋષિ. | **पवि** વજ્ર. |
| **अरि** શત્રુ, દુશ્મન. | **कपि** વાંદરો, વાનર. | **पाणि** હાથ. |
| **असि** તરવાર. | **कवि** કવિ. | **यति** યોગી, સંન્યાસી. |
| **उदधि** મહાસાગર. | **गिरि** પર્વત. | **व्याधि** રોગ. |
| **धूर्जटि** શિવ. | **नृपति** રાજા. | **हरि** હરિ કે ઇંદ્ર. |

**न** (અવ્યય*) નહિ. **वारि** (નપુંસકલિંગ) પાણી.

* જેમને વિભક્તિના પ્રત્યય લાગતા નથી એટલે જેમનાં ભિન્ન ભિન્ન રૂપાખ્યાન નથી, તેમને અવ્યય કહે છે.

વાક્ય.

| | | |
|---|---|---|
| उदधिः क्षुभ्यति । | नृपति*र्यजाति । | वारि नास्ति । |
| कपयः क्षिपन्ति । | वारीणि शुष्यन्ति । | गिरिर्वहति । |
| ऋषी चिन्तयतः । | अग्निर्दहति । | व्याधयो नश्यन्ति । |
| अरिः पीडयति । | कवयः शंसन्ति । | पविः पतति । |

पाणी हरतः ।

| | | |
|---|---|---|
| શિવ† સંભાળે છે. | રાજાઓ લઈ જાય છે. | (બે) દુશ્મનો જીતે છે. |
| ઋષિયો‡ શાંત હોય છે. | યોગિયો તૃષ્ણા રાખતા નથી. | હરિ ગુસ્સે થાય છે. |
| વાંદરાઓ દોડે છે. | તરવાર પડે છે. | હાથ છાંટે છે. |
| કવિ વર્ણવે છે. | | |

---

## પાઠ ૬.

## દ્વિતીયા વિભક્તિ.

### ૧. અકારાંત નામ.

પ્રત્યય.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુલ્લિંગ. | **म्** | **औ** | **आन्** |
| | बुधम् | बुधौ | बुधान् |

નપુંસકલિંગ.—પ્રથમા પ્રમાણે.

નપુંસક નામોની દ્વિતીયા વિભક્તિનાં રૂપો હમેશાં પ્રથમા વિભક્તિ જેવાંજ હોય છે.

---

* स् અથવા વિસર્ગની પૂર્વે अ તથા आ સિવાય કોઈ પણ સ્વર હોય ને પછી સ્વર કે ઘોષ વ્યંજન આવે, તો તે स् અથવા વિસર્ગનો र् થાય છે.

† र् પછી र આવે તો પૂર્વનો र् લોપાય છે; તથા તેના પૂર્વનો સ્વર હ્રસ્વ હોય તો દીર્ઘ થાય છે.

‡ વિસર્ગ પછી श्, ष् કે स् આવે તો વિસર્ગ કાયમ રહે છે; અથવા તો તે વિસર્ગને બદલે અનુક્રમે श्, ष् કે स् થાય છે.

**નામ** (પુંલ્લિંગ.)

| | | |
|---|---|---|
| **ओदन** ભાત, રાંધેલા ચોખા. | **पाद** પગ. | **व्याघ्र** વાઘ. |
| | **पुरुष** પુરૂષ, મરદ. | **शठ** ખળ, લુચ્ચો માણસ. |
| **किङ्कर** ચાકર. | **प्रज्ञ** ડાહ્યો માણસ. | |
| **कोश** ખજાનો, ભંડાર. | **बिडाल** બિલાડો. | **शर** તીર. |
| **गज** હાથી. | **भार** ભાર, બોજો. | **सिंह** સિંહ. |
| **ग्राम** ગામ. | **मोक्ष** મોક્ષ, મુક્તિ. | **सूर्य** સૂરજ. |
| **जनक** બાપ. | **योध** યોધો, લડવાઈયો. | **स्तेन** ચોર. |
| **देह** શરીર. | **वेद** વેદ. | **स्वर्ग** સ્વર્ગ. |

(નપુંસકલિંગ.)

| | | |
|---|---|---|
| **अरण्य** વન, જંગલ. | **नगर** શહેર. | **वस्त्र** લૂગડું. |
| **तत्व** તત્વ. | **पाप** પાપ. | **विष** ઝેર. |
| **तृण** તરણું, ઘાસ. | **पुस्तक** પુસ્તક. | **सुवर्ण** સોનું. |
| **धान्य** અનાજ. | **मांस** માંસ. | |

વાક્ય.

ईश्वरं जनः पूजयति ।
नृपः शठान् दण्डयति ।
कविर्बुधो शंसति ।
पुत्रो जनकं सान्त्वयति ।
रामो*ऽश्वमारोहति ।
व्याघ्रो मांसमत्ति ।
हरिर्हस्तौ क्षालयति ।
योधः शरान् क्षिपति ।

धनं लुभ्यति ।
स्तेनो धान्यं चोरयति ।
पापं वदसि ।
स्मरसि मित्राणि ।
बुधो मोक्षमिच्छति ।
नगरं† गच्छामि ।
व्याधयो नरान् पीडयन्ति ।
जलं पिबथ ।

---

* પદને અંતે ए કે ओ હોય ને તેની પછી अ આવે, તો અકાર પૂર્વના સ્વરમાં સમાય છે; એટલે તે બોલાતો નથી તેમ લખાતોએ નથી, અને તેને ઠેકાણે આવું ऽ અવગ્રહચિન્હ ઘણુંખરૂં મૂકવામાં આવે છે.

† ક્રિયાપદ ગતિવાચક હોય તો જે સ્થાને જવાનું હોય તે સ્થાન બતાવનાર શબ્દ દ્વિતીયા વિભક્તિમાં ને કોઈ વખત ચતુર્થી વિભક્તિમાં આવે છે.

| | |
|---|---|
| पुस्तकं मार्गयामि । | प्रज्ञान् वर्णयन्ति जनाः । |
| सुवर्णं तोलयामः । | वस्त्रे त्यजति मूर्खः । |
| ग्रामानटावः । | तृणान्यत्त्यश्वः* । |
| फले भक्षयामि । | यतिर्देहं मुञ्चति । |
| कमलानि पश्यति । | बिडालांस्ताडयति पुरुषः । |
| भारं वहति किङ्करः । | गृहं प्रविशामः । |

---

| | |
|---|---|
| રામ વાઘો જુએછે. | (તેઓ) પગ ધુએ છે. |
| ઘોડા ખજાનો વહેછે. | (એ) મૂર્ખો ઝેર પીએ છે. |
| ડાહ્યોમાણુસ સ્વર્ગે‡ ચઢે છે. | રાજાઓ ચોરોને સજા કરે છે. |
| સિંહો હાથિયોને ખાઈ જાય છે. | (તેઓ) પુસ્તકો ગોઠવે છે. |
| (તે) ફળો ગણે છે. | (તમે) ભાત ખાઓ છો. |
| યોગી વન જાય છે. | રામને મિત્રો સંભારે છે. |
| યોધો (એ) તીર ફેંકે છે. | લોક રાજાઓને વખાણે છે. |
| પરમેશ્વર માણસોને સંભાળે છે. | ડાહ્યા માણસો લોકોને દોરે છે. |
| (એ) ગામોમાં§ (અમે) પેશિયે છિયે. | (હું) સત્ય સમજું છું. |
| દીકરો બાપને ખુશી કરે છે. | વેદો સૂરજને વખાણે છે. |

## ૨. इકારાંત નામ.

પ્રત્યય.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુલ્લિંગ | म् | ० | न् |

---

* હ્રસ્વ કે દીર્ઘ इ, उ, ऋ, ऌ, પછી વિજાતીય સ્વર આવે, તો તે इ, उ, ऋ, ऌ ને ઠેકાણે અનુક્રમે य्, व्, र्, ल् મૂકાય છે.

† પદાંત न् પછી च्, छ्, त्, थ् તથા ट्, ठ् આવે, તો न् ને ઠેકાણે અનુસ્વારપૂર્વક વિસર્ગ થાય છે; च् કે छ् પર છતાં વિસર્ગનો श् થાય છે; ट् કે ठ् પર છતાં ष् થાય છે, અને त् કે थ् પર છતાં स् થાયછે; ઉ. हरिः चरति=हरिश्चरति. તેવીજ રીતે रामष्टीकते; रामस्तरति.

‡ દ્વિતીયા વાપરવી, કેમકે रुह् (=ઉપર ચઢવું, પસાણવું) ધાતુ સકર્મક છે.

§ विश् (પેસવું) સકર્મક છે માટે દ્વિતીયા વાપરવી.

બહુવચનમાં न् પ્રત્યય લાગતાં, તથા દ્વિવચનમાં, इकार દીર્ઘ થાય છે; તેથી કરીને—

हरिम् हरी हरीन्

**નામ** (પુલ્લિંગ).

| | | |
|---|---|---|
| **अलि** ભમરો, મધ-માખ. | **भिक्षुक** ભિક્ષુક, યાચક. | **विधि** અદૃષ્ટ, નસીબ. |
| **किरि** ભૂંડ, ડુક્કર. | **मणि** મણિ. | **व्रीहि** વ્રીહિ કે વ્રીહિનો [દાણો. |
| **बलि** બળિદાન. | **रवि** સૂરજ. | **सारथि** રથ હાંકનાર, સારથિ. |
| | **राशि** ઢગ, ઢગલો. | |
| | **वायस** કાગડો. | |

**आ** (ઉપસર્ગ) + **नी** ગ૦ ૧, આણવું, લાવવું.

વાક્ય.

| | |
|---|---|
| वायसो बलिं भक्षयति । | उदधिं गच्छावः । |
| हरिं पीडयति व्याधिः । | व्याघ्रः किरीन्हन्ति । |
| मेघो वारि सिञ्चति । | सारथीनाह्वयामः । |
| नृपतिररीञ्जयति* । | ऋषी नमामः । |
| कमलमलीन् प्रीणयति । | ईश्वरो विधिं जयति । |
| रामो रविं नमति । | राशिं नयतः । |
| पाणी प्रक्षालयामः । | व्रीहीनुञ्छति भिक्षुकः । |

गिरी† आरोहन्ति ।

* જ્યારે स् કે દંત્ય વર્ગનો વ્યંજન श् કે તાલવ્ય વર્ગના વ્યંજન સાથે જોડાય છે, ત્યારે દંત્યને ઠેકાણે મળતો તાલવ્ય મુકાય છે. એટલે स् ને ઠેકાણે श्, त् ને ઠેકાણે च्, द् ને ઠેકાણે ज् ઈ૦ થાયછે. જ્યારે દંત્યને મૂર્ધન્ય જોડાય છે ત્યારે પણ તેવીજ રીતે દંત્યને ઠેકાણે મૂર્ધન્ય થાય છે. એટલે स् ને ઠેકાણે ष्, त् ને ઠેકાણે ट्, थ् ને ઠેકાણે ठ् ઈ૦ થાય છે. અર્થાત્ તાલવ્ય કે મૂર્ધન્ય સાથે દંત્યના યોગમાં દંત્યનો અનુક્રમે મળતા તાલવ્ય કે મૂર્ધન્ય થાય છે.

† બે સ્વરો પાસે આવ્યા છતાં સંધિ નથી થતી એવું થોડેક પ્રસંગે બને છે. તેમાં આ ઠેકાણે એવો નિયમ લાગુ થાય છે કે જ્યારે નામ કે ક્રિયાપદના દ્વિવચનને છેડે ई, ऊ, કે ए હોય ત્યારે પછીના સ્વર સાથે તેની સંધિ થતી નથી.

કવિયો ઋષિયોને વખાણે છે.
રામ કવિયોને નમે છે.
યોગી પર્વત (તરફ)* જાય છે.
(બે) વાંદરાને (હું) મારૂં છું.
હરિ ઢગલા લાવે છે.

યોધો તરવાર ફેંકે છે.
(હું) મણિયો ઇચ્છું છું.
તે દરિયાઓ (ઉપર)†ભટકે છે.
માણસ અગ્નિમાં પેસે છે.‡
(બે) સારથિયોને (તે) પૂછે છે.

---

## પાઠ ૭.

### તૃતીયા વિભક્તિ.

**अ**કારાંત તથા **इ**કારાંત નામ.

પ્રત્યય.

| | | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|---|
| પુલ્લિંગ. | **अ**કારાંત | **इन** | **भ्याम्** | **ऐस्** |
| | **इ**કારાંત | **ना** | ,, | **भिस्** |

**भ्याम्** પ્રત્યય લાગતાં પૂર્વનો **अ** દીર્ઘ થાય છે.

| | | |
|---|---|---|
| दण्डेन | दण्डाभ्याम् | दण्डैः |
| मणिना | मणिभ्याम् | मणिभिः |

નપુંસકલિંગ. — **अ**કારાંત નપુંસક નામોનાં રૂપો પહેલી બે વિભક્તિ સિવાય બાકીની બધી વિભક્તિમાં **अ**કારાંત પુલ્લિંગ નામ જેવાંજ થાય છે.

| | | | |
|---|---|---|---|
| નપુંસકલિંગ **इ**કારાંત — | **आ** | **भ्याम्** | **भिस्** |
| | वारिणा§ | वारिभ्याम् | वारिभिः |

---

* પૃ. ૧૮ ની ટીપ † જુઓ.

† દ્વિતીયા વાપરવી; કારણ કે **अट्** સકર્મક છે.

‡ પૃ. ૧૯ ની ટીપ § જુઓ.

§ પૃ. ૧૬ નો નિયમ તથા પૃ. ૧૫ ની ટીપ ॥ જુઓ.

## નામ (પુલ્લિંગ).

**अलंकार** ઘરેણું.
**इन्द्र** ઇંદ્ર.
**उपहार** ભેટ.
**कर** હાથ.
**कौशिक** કુશનો વંશજ, કૌશિક ગોત્રનો પુરૂષ.
**खञ्ज** લંગડો.
**दण्ड** લાકડી.
**नद** નદી.
**नाविक** ખલાસી.
**पत्ति** પાળો.
**बाण** બાણ, તીર.
**ब्राह्मण** બ્રાહ્મણ.
**मन्त्र** વેદના સૂક્તની કડી.
**यजमान** યજ્ઞ કરનાર.
**यत्न** પ્રયત્ન, મહેનત.
**रथ** રથ.
**रावण** લંકાનો રાજા.
**विधि** શાસ્ત્રની આજ્ઞા.
**श्लोक** કવિતાની કડી.

(નપુંસક લિંગ).

**अन्न** અંન, ખોરાક.
**अर्घ्य** પૂજાનો સામાન, અર્ઘ્ય.
**खनित्र** કોદાળો.
**गोत्र** ગોત્ર, વંશ, કુળ.
**चक्र** પૈડું.
**नख** નખ.
**पुण्य** પુણ્ય.
**यन्त्र** યંત્ર, સાંચો.
**रत्न** રત્ન, જવાહિર.
**शरीर** શરીર.
**शास्त्र** શાસ્ત્ર.
**शीर्ष** માથું.
**सूक्त** વેદની કવિતાનું પદ, સૂક્ત.

## ધાતુ.

**खन्** ગ. ૧, ખોદવું.
**अव** (ઉપ.)+**गम्** ગ. ૧, જાણવું.
**चल्** ગ. ૧, ચાલવું, ખસવું.
**प्र** (ઉપ.)+**हृ** ગ. ૧, મારવું માર મારવો.
**दृ** (दार) ગ. ૧૦, ફાડવું.

**सह** (અવ્યય) સાથે.

## વાક્ય.

पुरुषः स्तेनं दण्डेन ताडयति ।
शरीरमलङ्कारैर्भूषयति ।
नाविका नदेन समुद्रं प्रविशन्ति ।
योधो बाणैररिं जयति ।
पादेन खञ्जः ।
पुत्रैः*सह ग्रामं गच्छति हरिः ।
चक्राभ्यां चलति रथः ।
खनित्रेण खनति ।

---

* જે નામને **सह** અવ્યય જોડવામાં આવે છે તે તૃતીયા વિભક્તિમાં આવે છે.

| | |
|---|---|
| रामो ऽर्घ्येण† ऋषिं पूजयति । | पाणिभ्यां स्पृशति शीर्षम् । |
| पादाभ्यां धावन्ति बालाः । | सिंहो नखैर्गजान् दारयति । |
| पुण्येन हरिं पश्यति । | अग्निना गृहं दहति । |
| कवयः श्लोकैर्नृपं वर्णयन्ति । | बुधः शास्त्रै‡स्तत्त्वमवगच्छति । |
| बुधाः सुखेन जीवन्ति । | पत्तिभिर्गच्छति योधः । |
| नेत्राभ्यां पश्यति जनः । | रामः कपिभिर्जयति रावणम् । |
| वारिणा हस्तौ क्षालयति । | गोत्रेण कौशिको ऽस्मि । |

| | |
|---|---|
| રામ મણિઓએ શરીર શણગારે છે. | (તેઓ) માથે ભાર (બહુ) વહે છે. |
| માણસ મુખવડે બોલે છે. | હરિ પ્રયત્નોએ ઋષિને ખુશી કરે છે. |
| માણસો ખોરાકવડે શરીર પોષે છે. | રાજાઓ ભેટોવડે ખુશી થાય છે. |
| રથો સંચાઓવડે ચાલે છે. | (બે) શ્લોકોવડે (તે) રામને વખાણે છે. |
| બ્રાહ્મણો (બે) સૂક્તોએ દેવને બોલાવે છે. | માણસ શત્રુને તરવારે મારે છે. |
| તે વિધિપૂર્વક‡ઈશ્વરને પૂજે છે. | રામ સારથિ સાથે જાય છે. |

## પાઠ ૮.

## ચતુર્થી અને પંચમી વિભક્તિ.

પ્રત્યય.

| | | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|---|
| अકારાંત પુલ્લિંગ. | ચ૦ | य | भ्याम् | भ्यस् |
| | પં૦ | आत् | ,, | ,, |
| अકારાંત નપુંસક. | ચ૦ પં૦ | પુલ્લિંગ પ્રમાણે. | | |

* છેલ્લા ચાર સ્વર (ए, ऐ, ओ, औ) સિવાય બીજા કોઈપણ સ્વર પછી ऋ આવે તો સંધિ કરે, અથવા તો સંધિ ન કરતાં માત્ર પૂર્વનો દીર્ઘ હોય તો હ્રસ્વ કરે, તોએ ચાલે.

† પૃ. ૧૯ ની ટીપ † જુઓ.

‡ તૃતીયા વાપરવી.

**य** તથા **भ्याम्** પ્રત્યય લાગતાં પૂર્વનો **अ** દીર્ઘ થાય છે અને **भ्यस्** પ્રત્યય લાગતાં **अ** નો **ए** થાય છે.

| | | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|---|
| | | रामाय | रामाभ्याम् | रामेभ्यः |
| | | रामात् | ,, | ,, |
| इકારાંત પુલ્લિંગ તથા નપુંસકલિંગ | ચ० **ए** | | **भ्याम्** | **भ्यस्** |
| | પં० **अस्** | | ,, | ,, |
| | ચ०—हरे* + ए = हरये | | हरिभ्याम | हरिभ्यः |
| | પં०—हरे + अस्† = हरेः | | ,, | ,, |
| | ચ०—वारिणे | | वारिभ्याम् | वारिभ्यः |
| | પં०—वारिणः | | ,, | ,, |

**નામ** (પુલ્લિંગ.)

**अतिथि** અતિથિ, પરૂણો.
**अश्वपति** વિશેષ નામ.
**आचार्य** ધર્મગુરૂ, આચાર્ય.
**कलि** લડાઈ, કજીઓ.
**कृष्ण** વિશેષ નામ.
**क्रोध** ગુસ્સો.
**क्रोश** કોશ, બે માઈલ.
**तिल** તલ.
**द्वीप** બેટ, ખંડ.
**निष्क** સોના મોહોર.
**पर्वत** પર્વત.
**पाप** પાપી, દુષ્ટ.
**प्रासाद** મહેલ.
**भृत्य** ચાકર.
**माष** અડદ.
**मोदक** લાડુ.
**याचक** યાચક, માગણ.
**लोक** લોક, દુનિયાં.
**वध** ઘાત, વધ, મારવું.
**वराह** ભૂંડ.
**विनय** નમ્રતા, વિનય.
**शिखर** ટોચ, શિખર.
**शिष्य** શિષ્ય, વિદ્યાર્થી.
**सार्थ** કાફલો, ટોળું, સાથ.
**सेनापति** સેનાપતિ.
**सैनिक** લશ્કરી સિપાઈ.

---

* ચતુર્થી, પંચમી અને ષષ્ઠીના એકવચનના પ્રત્યય લાગતાં હ્રસ્વ **इ**કારાંત તથા **उ**કારાંત પુલ્લિંગ નામોના અંત્યસ્વરનો ગુણ થાય છે.

† **अस्** પ્રત્યયની પૂર્વે **ए** કે **ओ** હોય તો **अ** લોપાય છે.

નપુંસકલિંગ.

**आकाश** આકાશ.
**आसन** આસન, બે-[ઠક.
**उद्यान** વાડી.
**कल्याण** કલ્યાણ.
**कुसुम** ફૂલ.
**तारक** તારો, ચાંદ-રણી.
**पल्वल** તળાવડું, ખાબોચિયું.
**भोजन** ભોજન.
**योजन** ચાર કોશ.
**वन** વન.
**शत** સો.
**स्वकृत्य** સ્વધર્મ, ફરજ.

ધાતુ.

ગણ ૧.

**अधि** (ઉપ.) + **गम्** મેળવવું.
**दा** [यच्छ्] આપવું.
**प्रति** (ઉપ.) + **दा** બદલે આપવું.
**भज्** ભજવું.
**उत्** (ઉપ.) + **भू** ઉત્પન્ન થવું, નીપજવું.
**उत्** (ઉપ.) + **स्था** [तिष्ठ्] ઊભા થવું, ઊઠવું.

**उप** (ઉપ.) + **दिश्** ગ. ૬, શિખવવું, સમજાવવું.

**धृ** ગ. ૧૦, ધારણ કરવું, પહેરવું, દેણદાર હોવું*, દેવું હોવું.

અવ્યય.

**नमस्**† નમસ્કાર. **विना** સિવાય. **स्वस्ति** અખંડ કલ્યાણ.

વાક્ય.

हरिर्ब्राह्मणेभ्यो निष्कान् यच्छति ।
मनुष्यो ग्रामाय गच्छति ।
कल्याणाय हरिं भजति ।
फलेभ्यो गच्छामि ।
तिलेभ्यः प्रतियच्छति माषान् ।
आसनेभ्य उत्तिष्ठन्त्याचार्याः ।
वधाद्विनारिर्न शाम्यति ।
रवेर्लोकः सुखमधिगच्छति ।
प्रासादा‡ज्जनं पश्यति नृपः ।
शिष्याय शास्त्रमुपदिशति ।
कलिभ्यो दुःखान्युद्भवन्ति ।

---

* જ્યારે धृ ધાતુનો અર્થ દેણદાર હોવું થાય છે ત્યારે લેણદારનું નામ ચતુર્થીમાં આવે છે. અને લેણું બતાવનાર શબ્દ દ્વિતીયામાં આવે છે, તથા દેવાદાર પ્રથમામાં આવે છે.

† જે નામને नमः કે स्वस्ति જોડવામાં આવે તે ચતુર્થીમાં આવે છે; ને જેને विना જોડવામાં આવે છે તે બીજી, ત્રીજી કે પાંચમીમાં આવે છે.

‡ પૃ. ૨૦ ની ટીપ* જુઓ.

शिखरात् पतन्ति गजाः ।
मोदकेभ्यो बालः स्पृहयति ।
अश्वात् पतति ।
अतिथिभ्योऽन्नं यच्छति ।
द्वीपाद्द्वीपमटति सार्थः ।
भृत्यं क्रोधाद्रामस्ताडयति ।
नगरादागच्छति* ।
नगरं वनाद्योजनम् ।
नमो देवेभ्यः ।
स्वस्ति हरये ।
पल्वलेभ्यो वराहा उत्तिष्ठन्ति ।
विनयः सुखाय भवति ।
हरये नृपतिः कुप्यति† ।
निष्कान् धारयति रामाय हारः ।

---

રામ ભોજનને વાસ્તે ઘેર જાય છે.
ફળો ઝાડઉપરથી પડે છે.
(હું) યાચકોને ધન આપું છું.
હરિને અશ્વપતિની સો મોહોરો દેવી છે.‡
ડાહ્યો માણસ મોક્ષસારૂ ઈશ્વરને ભજે છે.
સેનાપતિ લશ્કરી સિપાઈઓને (એક) ગામથી (બીજે) ગામ લઈ જાય છે.§
બ્રાહ્મણો રાજાઓ પાસેથી ધન મેળવે છે.
પર્વત સમુદ્રથી (બે) યોજન છે.
દુઃખ પાપથી નીપજે છે.
દેવો પાપીઓને સ્વર્ગમાંથી ફેંકી દે છે.
રામ સ્વધર્મથી ચૂકે છે.
(બે) ઢગલામાંથી (તે) ચોખા લાવે છે.
આકાશમાંથી તારાઓ પડે છે.
કવિઓને અખંડ કલ્યાણ!

---

* ઘોષ વ્યંજન કે સ્વર સાથે મળી જતાં પૂર્વના વ્યંજનને બદલે તેજ સ્થાનનો ત્રીજો અક્ષર મૂકાય છે.

† ક્રોધ, દ્રોહ (દ્વેષ), ઈર્ષ્યા (ચડસાચડસી) કે અસૂયા (અદેખાઈ) ના અર્થના ક્રિયાપદ સાથે તે મનોવિકાર જેના ઉપર થાય તેને ચતુર્થી લગાડવામાં આવે છે. વળી **स्पृह्** ક્રિયાપદની સાથે ઈચ્છિત વસ્તુવાચક શબ્દ પણ ચોથીમાં આવે છે.

‡ પૃ. ૨૫ ની ટીપ* જુઓ.

§ કેટલાક ધાતુ દ્વિકર્મક હોય છે, જેમકે **नी, प्रच्छ्, याच्**; વળી આ ધાતુના જેવા અર્થ બતાવનારા ધાતુ પણ દ્વિકર્મક છે.

## પાઠ ૯.

## ષષ્ઠી, સપ્તમી અને સંબોધન.

પ્રત્યય.

| | | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|---|
| **अ**કારાંત પુલ્લિંગ. | ષ૦ | **स्य** | **ओस्** | **नाम्** |
| | સ૦ | **इ** | ,, | **सु** |

**अ**કારાંત નપુંસક—પુલ્લિંગ પ્રમાણે.

**नाम्** પ્રત્યય પર છતાં પૂર્વનો સ્વર દીર્ઘ થાય છે; **ओस्** તથા **सु** પ્રત્યય લાગતાં અંત્ય **अ** નો **ए** થાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| **इ**કારાંત પુલ્લિંગ | ષ૦ | **अस्** | **ओस्** | **नाम्** |
| | સ૦ | **औ** | ,, | **सु** |

**औ** પ્રત્યય લાગતાં પૂર્વની **इ** લોપાય છે.

**अ**કારાંત નામના સંબોધનમાં મૂળરૂપજ વપરાય છે, અને **इ**કારાંત નામનું સંબોધન મૂળરૂપના અંત્ય **इ**નો **ए** કરવાથી થાય છે; બંનેનાં દ્વિવચન, બહુવચન પ્રથમાનાં તે તે રૂપો જેવાંજ છે.

| | | | |
|---|---|---|---|
| ષષ્ઠી | रामस्य | रामयोः | रामाणाम् |
| સપ્તમી | रामे | ,, | रामेषु |
| સંબોધન | राम | रामौ | रामाः |
| ષષ્ઠી | हरेः* | हर्योः | हरीणाम् |
| સપ્તમી | हरौ | ,, | हरिषु |
| સંબોધન | हरे | हरी | हरयः |

| | | | | |
|---|---|---|---|---|
| **इ**કારાંત નપુંસક | ષ૦ | **अस्** | **ओस्** | **नाम्** |
| | સ૦ | **इ** | ,, | **सु** |

* પૃ. ૨૪ ની ટીપ† જુઓ.

સંબોધનનું એકવચન મૂળરૂપના અંત્ય इકારનો વિકલ્પે ગુણ કરવાથી થાય છે; અને દ્વિવચન, બહુવચન, પ્રથમાનાં તે તે રૂપો જેવાંજ છે.

| | | | |
|---|---|---|---|
| ષષ્ઠી | वारिणः | वारिणोः | वारीणाम् |
| સપ્તમી | वारिणि | ,, | वारिषु |
| સંબોધન | वारे, वारि | वारिणी | वारीणि |

**નામ** (પુંલ્લિંગ).

**अगद** ઓસડ.
**अधिपति** ધણી, ઉપરી.
**आचार** ચાલ, યોગ્ય વર્તણુક.
**कासार** તળાવ, સરોવર.
**खड्ग** તરવાર.
**ग्रीष्म** ઉષ્ણ ઋતુ, ગ્રીષ્મ.
**चन्द्र** ચંદ્ર.
**दीप** દીવો.
**धनपति** કુબેર.
**धनिक** પૈસાદાર, તવંગર.
**धर्म** ધર્મ, ફરજ.
**निधि** ભંડાર, ખજાનો.
**पराक्रम** પુરૂષાર્થ, પરાક્રમ.
**पालक** રક્ષણ કરનાર, પાળનાર.
**प्रकाश** પ્રકાશ, તેજ.
**प्रसाद** મહેરબાની.
**वर्ण** જાતિ, રંગ.
**वीर** લડવૈયો.
**वृष** બળદ.
**श्वापद** શિકારીપશુ.
**सुमन्त्र** રામનો સારથિ.

(નપુંસકલિંગ.)

**घृत** ઘી.
**चरित** સંસારમાં વર્તવાની રીત.
**चित्त** ચિત્ત.
**प्रमाण** સાબિતી, પ્રમાણ.
**युद्ध** લડાઈ, સંગ્રામ.
**यूथ** ટોળું.
**वचन** વચન.
**हिम** હિમ, બરફ.
**सौंदर्य** ખુબસુરતી, મનોરંજકપણું.
**लाङ्गूल** પૂછડું.
**हर्म्य** ઘર, હવેલી.

**વિશેષણ.**

**आह्लादक** ખુશાકારક.
**गर्ह्य** નિંદવાલાયક.
**प्रथम** પહેલું.
**प्रशस्य** વખાણવાલાયક.
**लवण** ખારૂં.
**श्रेष्ठ** સર્વોત્તમ, ઉત્તમ.
**चण्ड** ગરમ, ઉગ્ર.
**दीर्घ** લાંબું.

**उप** (ઉપ.) + **विश्** બેસવું. | **क्व** (અવ્યય) કહિં ?

ટીપ—વિશેષણ વિશેષ્ય પ્રમાણે જાતિ, વચન ને વિભક્તિ લે છે.

## વાક્ય.

नराणां पालको नृपः ।
समुद्रस्य जलं लवणम् ।
देवस्य प्रसादेन जीवामि ।
शास्त्राणां तत्त्वं प्राज्ञो बोधति ।
वीरयोर्युद्धं भवति ।
वारिणां निधिरुदधिः ।
आसनेषूपविशन्ति ।
गिरेः शिखराद्वृषः पतति ।
कासारे कमलान्युद्भवन्ति ।
गजानां यूथं चरति ।
ग्रीष्मे सूर्यस्य प्रकाशश्चण्डो भवति ।
वर्णानां ब्राह्मणः श्रेष्ठः ।
ऋषीणां वचनं प्रमाणम् ।
शठानां चरितं गर्ह्यम् ।
धूर्जटौ यतीनां चित्तमस्ति ।

हरेः पुस्तकं कास्ति ।
नगरे जना वसन्ति ।
रामस्य पुत्रा ग्रामं गच्छन्ति ।
वनेषु श्वापदाः सन्ति ।
आचार्याः शिष्याणां धर्मं कथयन्ति ।
मनुष्याणामगदेन व्याधयो नश्यन्ति ।
रामस्य सारथिः सुमन्त्रो वनं रथं* नयति ।
चन्द्रस्य प्रकाशो जनानामाह्लादको भवति ।
गिरिषु वसन्ति सिंहाः ।
अरीणां सैनिकान् नृपतिर्जयति ।
योधस्य पाणौ खड्गोऽस्ति ।
कवयो लोकेषु वीराणां पराक्रमान् प्रथयन्ति ।

---

વાંદરાઓનાં પૂછડાં લાંબાં હોય છે.
કવિયોમાં કાળિદાસ પ્રથમ છે.
માણસનો ચાકર ગામ જાય છે.
રાજાઓ મેહેલોમાં રહે છે.
પૈસાવાળા હવેલિયોમાં રહે છે.
રામ માણસોમાં શ્રેષ્ઠ છે.
સરોવરોનું પાણી ખારૂં છે.
પર્વતોના શિખરોઉપર બરફ છે.

ચોર બ્રાહ્મણનું ધન ચોરે છે.
(હું) વાડીઓની ખુબસુરતી વડે ખુશી થાઉં છું.
(તે) ઝાડનું પાંદડું લાવે છે.
(હું) દેવતામાં ઘી નાંખું છું.
હરિના (બે) છોકરાની ચાલ વખાણવા લાયક છે.
ઘરોમાં દીવા છે.
યક્ષો કુબેરના ચાકરો છે.

---

* પૃ. ૨૬ ની ટીપ ૬ જુઓ.

# પાઠ ૨૨.

## આજ્ઞાર્થ.*

પરસ્મૈપદ પ્રત્યય.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુરુષ ૧ | **आनि** | **आव** | **आम** |
| પુરુષ ૨ | ० | **तम्** | **त** |
| પુરુષ ૩ | **तु** | **ताम्** | **अन्तु** |
| | वदानि | वदाव | वदाम |
| | वद | वदतम् | वदत |
| | वदतु. | वदताम् | वदन्तु |

આજ્ઞાર્થના પ્રત્યયો લાગતાં પ્રથમ ધાતુઓને વિકરણ પ્રત્યય જોડવામાં આવે છે.

શબ્દ.

**अनृत** ન. અસત્ય.
**अभिधान** ન. નામ.
**उपदेश** પુ. શિખામણ.
**डिम्भ** પુ. બચ્ચું, બાળક.
**दुर्ग** ન. સંકડામણ.
**पाठ** પુ. પાઠ,
**भद्र** ન. કલ્યાણ, ભલું.

**अनु** (ઉપ.) + **भू** અનુભવવું, શિખવું.
**मा** અવ્યય નહિ.
**रस** પુ. રસ.
**राज्ञी** સ્ત્રી. રાણી.
**रे रे** અ० અરે, અરે.
**वंश** પુ. કુળ, પેઢી, ઓલાદ.

**वत्स** પુ. પુત્ર.
**वयस्य** પુ. મિત્ર.
**शङ्का** સ્ત્રી. વહેમ, શક.
**सर्वदा** અ० હમેશાં.
**सोम** પુ० યજ્ઞમાં વપરાતો એક વેલો કે તેનો રસ.

વાક્ય.

सत्त्वं जयतु ।
वत्स पितरं प्रणम ।
अयोध्यां दूता गच्छन्तु ।
पुत्रावश्वमारोहताम् ।

रे रे ! मा विनयं त्यजत ।
सख्यौ पुष्पाण्यानयतम् ।
वयस्योपवनं प्रविशाव ।
जलं त्यज घृतं पिब ।

---

*. अस् અને अद् ધાતુનાં આજ્ઞાર્થરૂપો બીજી ચોપડીમાં આપ્યાં છે.

कथं व्याघ्राणां संनिधौ निवसानि।
लोकाः दुर्गाणि तरतु भद्राणि पश्यतु ।
नराणां व्याधयो नश्यन्तु ।
मयूरी प्रासादस्य शिखरे नृत्यताम् ।
बालका अनृतं मा वदत।
आसनयोर्निषीदतम् ।
डिम्भ जननीमाह्वय ।
भूपतयः सर्वदा प्रजा धर्मेण रक्षन्तु ।
जनः सदानन्दमनुभवतु ।

---

(તમારા) ભાઈનું નામ કહો.
હે બાળકો (તમે) નિશાળે જાઓ ને પાઠ શીખો.
રાજા રાણીને રક્ષે.
આપણે ડાહ્યા માણસોની શિખામણોને અનુસરિયે.
દેવો પ્રસન્ન થાય.
અરે હરિ અને માધવ (તમે) બડબડો મા.
આ પ્રમાણે માણસોના શત્રુઓ ફના થાય.
ગરીબોને ધન આપ.
હે ચાંડાલ બ્રાહ્મણને અડક મા.
(અમે) સોમરસ પિયે.
(તે) (પોતાના) કુળનાં સારાં કામો સંભારે. [લાયક થઇયે.
(અમે) માણસોના વખાણોને
રામની ફતેહવિષે શોક તજો.

## પાઠ ૨૩.

### આજ્ઞાર્થ. (સાધણ.)

આત્મનેપદ પ્રત્યય.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુરૂષ. ૧. | **ऐ** | **आवहै** | **आमहै** |
| પુરૂષ. ૨. | **स्व** | **इथाम्** | **ध्वम्** |
| પુરૂષ. ૩. | **ताम्** | **इताम्** | **अन्ताम्** |
| | मोदै | मोदावहै | मोदामहै |
| | मोदस्व | मोदेथाम् | मोदध्वम् |
| | मोदताम् | मोदेताम् | मोदन्ताम् |

ધાતુ.

**वि** (ઉપ.)+**जि** આત્મને. ફ-તેહ મેળવવી.
**प्रति** (ઉપ.)+**पद** ધારણ કરવું, આચરવું.
**मन** ગ. ૪, આત્મને. વિચારવું, માનવું, ધારવું.
**प्र** (ઉપ.)+**वृत** મંડવું, કામે લાગવું.

નામ.

**अभिलाष** પુ. કોડ, મનોરથ.
**आचार** પુ. યોગ્ય વર્તણુક, ચાલ.
**खल** પુ. લુચ્ચો.
**देवदत्त** પુ. એક માણસનું નામ.
**पार्थिव** પુ. રાજા.
**वार्ता** સ્ત્રી. વાત, ખબર, હકીકત.

વાક્ય.

शत्रुभिः सह युध्यस्व ।
चित्तं स्वास्थ्यं लभताम् ।
शिष्या गुरून् वन्दध्वम् ।
प्रजाया हिताय पार्थिवाः प्रवर्तन्ताम् ।
भ्रातुर्गुणान् मा श्लाघध्वम् ।
नरा धान्यस्य समृद्ध्या मोदन्ताम् ।
आचारं प्रतिपद्येथाम् ।
कन्ये गीतं शिक्षेताम् ।
भर्तारं सेवेथाम् ।
कथं दुःखं सहे ।
कीर्तये यतामहै ।
भूपते विजयस्व ।
जनानां धर्मेऽभिलाषो वर्धताम् ।
शृगालौ म्रियेताम् ।
वार्ताः श्रूयन्ताम् ।

---

રાણીના શત્રુઓ થરથરે.
(તું) કેરી ચાખ.
(તમે) સંસ્કૃતનો અભ્યાસ શરૂ કરો.
(આપણે) ઈશ્વરના હુકમને તાબે થઈએ.
(બે) પુસ્તકો અહિં અણાય.
(તમે બે) દેવદત્તને શત્રુ ન ધારો.
(તમે) માણસોની આબાદીમાં ખુશી થાઓ.
હે લુચ્ચા (તું) મર.
ચંદ્ર પ્રકાશે.
માણસો ખરાબ કામથી લાજે.

# પાઠ ૨૪.

## કેટલાએક બહુ ઉપયોગી કૃદંત.

ધાતુને **त** લગાડવાથી **ભૂતકર્મણિરૂપ** કૃદંત* થાયછે : ઉ.- **श्रु** (સાંભળવું) ઉપરથી **श्रुत** સાંભળેલું, સાંભળ્યું.

ધાતુને **तुम**† લગાડ્યાથી **હેત્વર્થ કૃદંત** થાય છે; જેમ **श्रु** (સાંભળવું) ઉપરથી **श्रोतुम** સાંભળવાને.

ધાતુને **त्वा** લગાડ્યાથી **અવ્યય ભૂતકૃદંત** થાય છે; જેમ **श्रु** (સાંભળવું) ઉપરથી **श्रुत्वा** **સાંભળીને.** જો ધાતુની પૂર્વે ઉપસર્ગ લાગેલો હોય તો **त्वा**ને બદલે **य** પ્રત્યય મૂકવામાં આવે છે; ઉ.— **अनुभूय** અનુભવીને. તેમાં વળી જો ધાતુને છેડે હ્રસ્વ સ્વર હોય તો આ **य**ની પૂર્વે **त** જોડવામાં આવે છે; ઉ.— **अनुकृत्य** નકલ કરીને.

આ **य** સિવાય બીજા બધા પ્રત્યયો લગાડતાં કેટલાએક ધાતુમાં **इ** નો વધારો થાય છે. તોપણ જે ધાતુઓનો અંત્ય સ્વર હ્રસ્વ હોય છે, તેઓમાં ઘણું કરીને **इ** નું ઉમેરણ થતું નથી. ધાતુઓમાં બીજા પણ કેટલાક ફેરફાર થાય છે, પણ તે એટલા બધા છે કે આ ઠેકાણે તે આપી શકાય નહિ.

વર્ત્તમાન કૃદંત કરવો હોય તો ધાતુને વિકરણ પ્રત્યય લગાડી પરસ્મૈપદમાં **अत**‡ પ્રત્યય (પૃ. ૬ ની ટીપ‡ ધ્યાનમાં રાખવી) અને આત્મનેપદમાં **मान** પ્રત્યય લગાડવો.

---

* આ કૃદંતનું નારીજાતિ અંગ **आ** ઉમેરવાથી થાય છે.

† આ પ્રત્યય લગાડતાં અંત્ય સ્વરનો, અથવા ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે.

‡ અથવા સામાન્ય રીતે બોલિયે, તો વર્તમાન કાળ ત્રીજા પુરૂષના બહુવચનનો પ્રત્યય લગાડતાં પેહેલાં ધાતુનું જે રૂપ થાય છે તેજ રૂપ લેવું, અને પછી તેને વર્તમાન કૃદંતનો આ પ્રત્યય લગાડવો.

કેટલાએક ધાતુના ભૂતકર્મણિરૂપ કૃદંતોની યાદી.

| | | |
|---|---|---|
| **अस्** | ફેંકવું, | **अस्त.** |
| **आप्** | મેળવવું, | **आप्त.** |
| **कम्** | ચહાવું, | **कान्त.** |
| **कृष्** | લીસોટા કરવા, ખેડવું, | **कृष्ट.** |
| **क्रम्** | જવું, | **क्रान्त.** |
| **क्रुध्** | કોપવું, | **क्रुद्ध.** |
| **क्लम्** | થાકીજવું, | **क्लान्त.** |
| **क्षम्** | માફ કરવું, ખમવું, | **क्षान्त.** |
| **क्षुभ्** | ખળભળવું, વ્યાકુળ થવું, | **क्षुब्ध.** |
| **खन्** | ખોદવું, | **खात.** |
| **गम्** | જવું, | **गत.** |
| **गुह्** | સંતાડવું, | **गूढ.** |
| **जन्** | ઉત્પન્ન થવું, | **जात.** |
| **तुष्** | ધરાવું, | **तुष्ट.** |
| **त्यज्** | તજવું, | **त्यक्त.** |
| **दह्** | બાળવું, | **दग्ध.** |
| **दिश्** | બતાવવું, | **दिष्ट.** |
| **दुष्** | દોષિત કરવું, | **दुष्ट.** |
| **दृश्** | જોવું, | **दृष्ट.** |
| **धा** | મૂકવું, ધારણ કરવું, | **हित.** |
| **धृष्** | તિરસ્કાર પૂર્વક વર્તવું, | **धृष्ट.** |
| **नम्** | નમવું, | **नत.** |
| **नश्** | ફના થવું, જતા રહેવું, | **नष्ट.** |
| **पच्** | રાંધવું, પકવવું, | **पक्व.** |
| **पद्** | જવું, | **पन्न.** |
| **पुष्** | પોષવું, | **पुष्ट.** |
| **प्रच्छ्** | પૂછવું, | **पृष्ट.** |
| **बन्ध्** | બાંધવું, | **बद्ध.** |
| **भज्** | સેવવું, | **भक्त.** |
| **मन्** | વિચારવું, માનવું, | **मत.** |
| **मस्ज्** [मज्ज्] | ડુબવું, | **मग्न.** |
| **मुच्** | છોડવું, | **मुक्त.** |
| **मुह्** | ઘેલા થવું, | **मूढ** કે **मुग्ध.** |
| **यज्** | પૂજવું, | **इष्ट.** |
| **युज्** | જોડવું, | **युक्त.** |
| **रभ्** | આરંભવું, | **रब्ध.** |
| **रम्** | રમવું, | **रत.** |
| **रुह्** | ઉગવું, | **रूढ.** |
| **लभ्** | મેળવવું, | **लब्ध.** |
| **लुभ्** | લોભ કરવો, | **लुब्ध.** |
| **वच्** | બોલવું, | **उक्त.** |
| **वद्** | બોલવું, | **उदित** |
| **वह्** | લઈ જવું, | **ऊढ.** |
| **विश्** | પેસવું, | **विष्ट.** |
| **वृत्** | હોવું, | **वृत्त.** |
| **शंस्** | વખાણવું, | **शस्त.** |

| | | | |
|---|---|---|---|
| **शम** શાંત થવું, | **शान्त.** | **सृज** સરજવું, તજવું, | **सृष्ट.** |
| **श्लिष** ભેટવું, | **श्लिष्ट.** | **स्पृश** અડકવું, | **स्पृष्ट.** |
| **सह** ખમવું, | **सोढ.** | **हन** હણવું, | **हत.** |

શબ્દ.

**उटज** પુ. ઝુંપડું.
**उपाय** પુ. ઈલાજ.
**कुम्भकार** પુ. કુંભાર.
**कूप** પુ. કુવો.
**घट** પુ. ઘડો.
**उत्** (ઉપ.) + **धृ** ગ. ૧, ઉભય. ઊગારવું, છોડવવું, ખેંચીકાઢવું.
**पङ्क** પુ. કાદવ.
**पीडा** સ્ત્રી. પીડા.
**मति** સ્ત્રી. મતિ.
**मद** પુ. ગર્વ.
**यज्ञिय** વિશે. યજ્ઞ સંબંધી.
**समर्थ** વિશે. શક્તિમાન.
**सर्प** પુ. સાપ.

વાક્ય.

जलं पातुं नदीमगच्छत ।
कुम्भकारेण घटः कृतः* ।
हरिणा सर्पो दृष्टः ।
ग्रामं गन्तुमिच्छामि ।
जनानां पीडाः परिहर्तुमीश्वरः समर्थोऽस्ति ।
भार्यां त्यक्त्वा वनं गतः ।
रामस्य पीडा नष्टा ।
उपायश्चिन्तितः ।
गृहं प्रविष्टः किंकरः ।
शम्बूकेन कथितां वार्त्तां श्रुत्वा रामोऽमुह्यत् ।
नद्यास्तीरे चिरं विहृत्योटजं निवृत्ता सीता ।
गृहं प्रविश्य क मातेत्यपृच्छत् ।
लक्ष्म्या मदेन स्पृष्टोऽसि ।
रामेण बहवः कूपास्तडागाश्चो- त्खाताः ।
एवमुक्तो हरिर्ब्राह्मणाय धन- [मयच्छत् ।
अश्वमारोढुं† मतिर्जाता ।
शत्रुञ्जित्वा नगरीं प्राविशत् ।
सखीभिः पृष्टा ललनाऽलज्जत ।
क्लेशः सोढः सीतया । [क्तः ।
पृथिव्यां चरितुं यज्ञियोऽश्वो मु-
वनात्प्रतिनिवृत्य रामो राज्यं क- र्तुमारभत ।
पङ्के पतितां धेनुमुद्धरति ।
रक्षितोऽस्मि देवेन ।

* આવી રીતે જે વાક્યોમાં ભુતકૃદંત વાપરેલો હોય ત્યાં **अस्ति** ક્રિયાપદ અધ્યાહાર સમજવું.

† **रुह** ધાતુ ઉપરથી હેત્વર્થ કૃદંત.

## સવાલ.

૧. નીચેના ધાતુના આજ્ઞાર્થ રૂપ લખો.

जीव्, ईक्ष्, जन्, स्पृश्, हृ, दृ, स्था (કર્તરિરૂપ અને કર્મણિરૂપ), पा (પીવું), स्फुर्, अट्, निन्द्, शुभ्, अनु+भू (કર્તરિરૂપ અને કર્મણિરૂપ), सह્ ઈ. ઈ.

૨. ભૂતકર્મણિરૂપ કૃદંત, વર્તમાનકર્તરિરૂપ કૃદંત, વર્તમાન કર્મણિરૂપ કૃદંત, હેત્વર્થ કૃદંત, અને ઉપસર્ગ રહિત તથા ઉપસર્ગ સહિત અવ્યય ભૂતકૃદંત શી રીતે થાય છે, તે જણાવો.

૩.*નીચેના ધાતુના હેત્વર્થ અને બીજાં બધાં કૃદંતરૂપ લખો.
मन्, यज्, मुच्, खन्, दह्, मृज्, वह्, लभ्, रम्, क्लिश्, ઈ. ઈ.

## પાઠ ૨૫.

## વ્યંજનાંત નામ.

સંસ્કૃત વ્યાકરણમાં વિભક્તિના સામાન્ય પ્રત્યય નીચે પ્રમાણે આપેલા છે :—

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્ર. અને સં. | स | औ | अस् |
| દ્વિતીયા | अम | ,, | ,, |
| તૃતીયા | आ | भ्याम् | भिस् |
| ચતુર્થી | ए | ,, | भ्यस् |
| પંચમી | अस् | ,, | ,, |
| ષષ્ઠી | ,, | ओस् | आम् |
| સપ્તમી | इ | ,, | सु |

* આ સવાલનો જવાબ વધારે ભણેલાથીજ અપાય એવો છે માટે નવા અભ્યાસકને શિક્ષકની મદદની જરૂર પડશે.

આ પ્રત્યયો કાંઈપણ ફેરફાર વિના પુલ્લિંગ તથા સ્ત્રીલિંગ વ્યંજનાંત નામને લગાડાય છે; પરંતુ તે નામોના મૂળ રૂપમાંજ કેટલાક ફેરફાર થાય છે, તે હવે જણાવીશું.

૧. કેટલાંએક નામો એવાં હોય છે કે તેમનું મૂળરૂપ પ્રત્યય લાગતાં એવું ને એવુંજ રહેછે. આ નામો પુલ્લિંગ હોય કે સ્ત્રીલિંગ હોય તોએ પણ તેમનાં એક સરખાંજ રૂપ થાય છે; ઉ.–भूभृत् પુ० मरुत् પુ० दृषद् સ્ત્રી० ઈ.

**मरुत् પુલ્લિંગ.**

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્ર. તથા સં. | मरुत्* | मरुतौ | मरुतः |
| દ્વિતીયા | मरुतम् | ,, | ,, |
| તૃતીયા | मरुता | मरुद्भ्याम् | मरुद्भिः |
| ચતુર્થી | मरुते | ,, | मरुद्भ्यः |
| પંચમી | मरुतः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | मरुतोः | मरुताम् |
| સપ્તમી | मरुति | ,, | मरुत्सु |

**वाच् સ્ત્રીલિંગ.**

| | | | |
|---|---|---|---|
| પ્ર. તથા સં. | वाक्† | वाचौ | वाचः |
| દ્વિતીયા | वाचम् | ,, | ,, |
| તૃતીયા | वाचा | वाग्भ्याम् | वाग्भिः |

---

* પદને અંતે એકથી વધારે વ્યંજન હોય તો તેમાંનો પહેલોજ કાયમ રહે છે અને બીજા બધા ઊડી જાય છે; ઉ. मरुत्+स्=मरुत्स्=(स् નો લોપ થતાં) मरुत्.

† च् કે ज् પછી અઘોષ અક્ષર આવે તો તે च् કે ज् નો क् અને અંતઃસ્થ કે અનુનાસિક સિવાય ઘોષ અક્ષર આવે તો ग् થાય છે. આ અક્ષરો પદને અંતે આવ્યા હોય તોપણ એ ફેરફાર થાય છે. અનુનાસિક સિવાય કોઈપણ વ્યંજન પદને છેડે આવ્યો હોય તો તેને બદલે તેના વર્ગનો વકલ્પે પહેલો કે ત્રીજો મૂકાય છે.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ચતુર્થી | वाचे | वाग्भ्याम् | वाग्भ्यः |
| પંચમી | वाचः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | वाचोः | वाचाम् |
| સપ્તમી | वाचि | ,, | वाक्षु* |

૨. **मत्** અને **वत्** છેડાવાળાં નામોનાં નરજાતિ પેહેલ પાંચ રૂપોમાં **त्** ની પૂર્વે **न्** ઉમેરાય છે.

**भगवत्** પુલ્લિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | भगवान्† | भगवन्तौ | भगवन्तः |
| દ્વિતીયા | भगवन्तम् | ,, | भगवतः |
| તૃતીયા | भगवता | भगवद्भ्याम् | भगवद्भिः |
| ચતુર્થી | भगवते | ,, | भगवद्भ्यः |
| પંચમી | भगवतः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | भगवतोः | भगवताम् |
| સપ્તમી | भगवति | ,, | भगवत्सु |
| સંબોધન | भगवन् | भगवन्तौ | भगवन्तः |

૩. આ રૂપોમાં અને વર્તમાન કૃદંતના પુલ્લિંગ રૂપોમાં માત્ર એટલોજ તફાવત છે, કે પ્રથમાના એકવચનમાં ઉપર જે **अ** દીર્ઘ કરવામાં આવ્યો છે તે આમાં હ્રસ્વજ રહે છે; ઉ.—**गच्छत्** વ. કૃ. **गच्छन्** પ્ર. એ.

૪. વ્યંજનાંત નપુંસક નામોની પ્રથમા, સંબોધન અને દ્વિતીયાનાં રૂપોના પ્રત્યયો નીચે પ્રમાણે છેઃ—

| એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|
| ० | ई | इ |

---

* જો પ્રત્યયના **स्** ની પૂર્વે **अ**, **आ** શિવાય કોઈ પણ સ્વર કે કંઠય અક્ષર કે **र्** આવ્યો હોય તો ઘણું ખરૂં **स्** નો **ष्** થાય છે.

† **वत्** અને **मत्** ને ઠેકાણે પ્રથમાના એકવચનમાં **वान्** અને **मान्**, અને સંબોધનના એકવચનમાં **वन्** અને **मन्** થાય છે.

અંત્ય વ્યંજન જો અનુનાસિક કે અર્ધસ્વર ન હોય તો તેને બહુવચનનો **इ** પ્રત્યય લગાડતાં તે અંત્ય વ્યંજન પૂર્વે **न्** ઉમેરાય છે. **अ**કારાંત નપુંસકલિંગ નામોની પેઠે અહિંપણ બાકીની વિભક્તિનાં રૂપો તેમને મળતા રૂપના પુલ્લિંગ નામનાં જેવાં થાય છે.

| | | | |
|---|---|---|---|
| जगत न. | जगत् | जगती | जगन्ति |
| गच्छत् व. કૃ. | गच्छत् | गच्छन्ती | गच्छन्ति |

૫. પ્રથમા, સંબોધન અને દ્વિતીયાના દ્વિવચનના વર્તમાન કૃદંતનાં નપુંસક રૂપ સ્ત્રીલિંગ અંગ* જેવાંજ છે; **भवत्** વ. કૃ. **भवन्ती** સ્ત્રીલિંગ અંગ અને નપુંસક દ્વિવચન; **विशत्** વ. કૃ. **विशन्ती** કે **विशती** સ્ત્રીલિંગ અંગ અને નપુંસક દ્વિવચન.

૨૫૬.

**आपद्** સ્ત્રી. આફત, પડતી.
**आयुष्मत्** વિશે. લાંબી ઉમરવાળું.
**गुणवत्** વિશે. ગુણવાન્.
**जगत्** ન. જગત.
**दृशद्** સ્ત્રી. પત્થર.
**धीमत्** વિશે. બુદ્ધિમાન, ડાહ્યું.
**परवत्** વિશે. પરાધીન.
**प्रतिपद्** સ્ત્રી. પડવે.
**भगवत्** વિશે. દિવ્ય, પૂજ્ય.
**भवत्** સર્વ. આપ, તું.
**भूभृत्** પુ. રાજા.
**मरुत्** પુ. પવન, દેવ. [મૂર્તિમાન્.
**मूर्तिमत्** વિશે. પ્રત્યક્ષ, આ-
**यशस्वत्** વિશે. પ્રખ્યાત.
**वाच्** સ્ત્રી. વાણી, વાચા.
**विद्युत्** સ્ત્રી. વીજળી.
**शरद्** સ્ત્રી. શરદઋતુ.
**श्रीमत्** વિશે. આબાદ, સુખી.
**संपद्** સ્ત્રી. સંપત, ચઢતી.
**सुखभाज्** વિશે. સુખી.
**सुहृद्** પુ. મિત્ર.
**हुतभुज्** પુ. અગ્નિ.
**वियत्** ન. આકાશ.

---

* **वत्** અને **मत्** છેડાવાળાં વિશેષણો અને વર્તમાનકૃદંતોનું સ્ત્રીલિંગ અંગ **ई** ઉમેરવાથી થાય છે. ઉ.—**आयुष्मती** લાંબા આવરદાવાળી. પરંતુ પેહેલા, ચોથા અને દશમા ગણના ધાતુના વર્તમાન કૃદંતોને આ **ई** લાગતાં અંત્ય **त्** ની પૂર્વે **न्** અવશ્યે ઉમેરાયછે, અને છઠ્ઠા ગણમાં વિકલ્પે ઉમેરાય છે.

उप (૭૫.) + **ईक्ष्** ન સંભાળવું, ન ગણકારવું.
**कार्तिक** પુ. કાર્તિક મહિનો.
**नल** પુ. એક રાજાનું નામ.
**महोत्सव** પુ. મોટો ઓચ્છવ.
**मृग** પુ. હરણ, પશુ.
**वासुदेव** પુ. કૃષ્ણનું નામ.
**विद्** ગ. ૪, આ મને. હોવું, થવું.

વર્તમાનકૃદંત.

**कुर्वत्** કરતું.
**गच्छत्** જતું.
**जयत्** જીતતું.
**नोदयत्** પ્રેરતું,હાંકતું.
**पश्यत्** જોતું.
**वसत्** વસતું.
**शासत्*** રાજ કરતું.

વાક્ય.

नृशंसेभ्यो गुणवतामपि भयं विद्यते ।
चन्द्रस्य प्रकाशः शरद्याह्लादको भवति ।
विद्युता सह मेघो वियति वर्तते ।
वत्स आयुष्मान् भव ।
नमो भगवते वासुदेवाय ।
पश्यतो † गुरोः शिष्येणाविनयः कृतः ।
हुतभुजा दग्धमरण्यमपश्यन्नलः ।
दिनेषु ‡ गच्छत्सु नारायणः पण्डितोऽभवत् ।
धीमन्तो लोके यशस्वन्तो भवन्ति ।
रामो मूर्तिमान् धर्म इव ।
जयतः शत्रून् मोपेक्षस्व ।
भवद्भिरादिष्टः किंकरो नगरमगच्छत् ।
मरुतां भर्तार्जुनं द्रष्टुमिच्छति ।
कवीनां वाक्षु माधुर्यमस्ति ।
सुहृदो वचनमलङ्घनीयम् ।
भवन्तः पुत्रैः सहागच्छन्त्विति श्रीमतो देवस्याज्ञा ।
महीं शासति दशरथे भूभृति जनाः सुखभाजोऽभवन् ।

---

* આ કૃદંતના રૂપોમાં न् નો ઉમેરો થતો નથી.

† આ અનાદરાર્થ ષષ્ઠીનો દાખલો છે; તેનો અર્થ "ગુરૂ દેખતાં છતાં એ" એ શબ્દે કરી થાય છે.

‡ આ સતિસપ્તમીનો દાખલો છે તેનો અર્થ "દિવસો ગયા છતાં" એવો થાય.

નારાયણ પરાધીન નથી.
હરણો જંગલમાં પત્થરોઉપર [બેસે છે.
ઇંદ્ર દેવોનો રાજા છે.
કાર્તિકની પડવેએ મોટો ઓચ્છવ છે.
(મેં) (એક) છોકરાને નિશાળે જતો જોયો. [રમાં રહ્યો.
રામ આબાદ અયોધ્યા શહે-

ચઢતીમાં બહુ માણસો (એક) માણસને અનુસરે છે.
પડતીમાં માણસ મિત્રોવડે તજાય છે. [જોયા.
કૃષ્ણે માણસોને ઘોડા હાંકતા
સંન્યાસીઓ જગતને જંગલ માને છે. [પુસ્તક રચાય છે.
બુદ્ધિમાન્ નારાયણવડે (એક)

## સવાલ.

૧. સંસ્કૃત વ્યાકરણના વિભક્તિના સામાન્ય પ્રત્યયો આપો.

૨. વર્તમાનકૃદંત સાથે તથા **भूभृत्** જેવાં વ્યંજનાંત નામો સાથે **वत्** અને **मत्** છેડાવાળાં નામોનાં રૂપો સરખાવો.

૩. વર્તમાનકૃદંતના તથા **वत्** અને **मत्** છેડાવાળાં વિશેષણોનાં સ્ત્રીલિંગ અંગ, તથા નપુંસકલિંગ દ્વિવચન, શી રીતે થાય છે?

૪. **च्** અથવા **ज्** પછી અઘોષ વ્યંજન આવ્યો હોય ત્યારે, ઘોષવ્યંજન આવ્યો હોય ત્યારે, અને કશુંએ ન આવ્યું હોય ત્યારે શું થાય છે?

૫. ક્યારે **स्** નો **ष्** થાય છે?

૬. નીચેનાં નામોનાં રૂપો આપો.

प्रतिपद्, हुतभुज्, यशस्वत् (ત્રિ.), कुर्वत् (ત્રિ.), सुखभाज् (પુ. ન.) आयुष्मत्, (પુ. ન.), दिशत् (ત્રિ.), परवत् (પુ.), आपद्, नोदयत् (ત્રિ.) ઇ. ઈ.

૭. અનાદરાર્થે ષષ્ઠી અને સતિસપ્તમીના પ્રયોગ ઉદાહરણ સાથે સમજાવો.

# પાઠ ૨૬.

## अन् અને इन् છેડાવાળાં નામો.

૧. પ્રથમા તથા સંબોધનના એકવચનનો **स्** પ્રત્યય લોપાય છે (પૃ. ૭૪ ની ટીપ* જુઓ).

૨. પ્રથમાના એકવચનમાં અને બધા વ્યંજનાદિ પ્રત્યય આગળ અંત્ય **न्** લોપાય છે.

૩. પહેલાં પાંચ રૂપોમાં **अ** દીર્ઘ થાય છે; **इ** તો માત્ર પ્રથમાના એકવચનમાંજ દીર્ઘ થાય છે. આ નિયમ નપુંસક નામોને લાગુ પડતો નથી; પરંતુ એ લિંગમાં પ્રથમા, દ્વિતીયા અને સંબોધનના બહુવચનના **अ** તથા **इ** દીર્ઘ થાય છે.

૪. દ્વિતીયાના બહુવચનના **अस्** પ્રત્યયથી માંડીને તે પછીના કોઈપણ સ્વરાદિ પ્રત્યય લાગતાં **अ** લોપાય છે. પરંતુ જ્યારે **अ**ની પૂર્વે એવો જોડાક્ષર આવ્યો હોય કે જેમાંનો બીજો વ્યંજન **म्** કે **व्** હોય ત્યારે **अ** ઊડી જતો નથી. પુલ્લિંગ અને નપુંસકલિંગના સપ્તમીના એકવચનમાં અને નપુંસકલિંગની પ્રથમા, દ્વિતીયા અને સંબોધનના દ્વિવચનમાં આ નિયમ વિકલ્પે લાગૂ પડે છે.

૫. સંબોધનનું એકવચન મૂળરૂપથી ભિન્ન નથી; નપુંસકલિંગમાં **न्** વિકલ્પે લોપાય છે.

### राजन् પુલ્લિંગ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | राजा | राजानौ | राजानः |
| દ્વિતીયા | राजानम् | ,, | राज्ञः* |
| તૃતીયા | राज्ञा | राजभ्याम् | राजभिः |

* અંત્ય **अन्** માંના **अ** નો લોપ કરવાથી **राज्न्** રહ્યા. પૃ. ૨૦ ની ટીપ*માં બતાવેલા સંધિના નિયમ પ્રમાણે **न्** નો **ञ्** થયો તે પૂર્વના **ज्** સાથે જોડાવાથી **ज्ञ्** થયો.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ચતુર્થી | राज्ञे | राजभ्याम् | राजभ्यः |
| પંચમી | राज्ञः | ,, | ,, |
| ષષ્ઠી | राज्ञः | राज्ञोः | राज्ञाम् |
| સપ્તમી | राज्ञि–राजनि | ,, | राजसु |
| સંબોધન | राजन् | राजानौ | राजानः |

**आत्मन्** પુલ્લિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | आत्मा | आत्मानौ | आत्मानः |
| દ્વિતીયા | आत्मानम् | ,, | आत्मनः |
| તૃતીયા | आत्मना | आत्मभ्याम् | आत्मभिः |
| ચતુર્થી | आत्मने | ,, | आत्मभ्यः |
| પંચમી | आत्मनः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | आत्मनोः | आत्मनाम् |
| સપ્તમી | आत्मनि | ,, | आत्मसु |
| સંબોધન | आत्मन् | आत्मानौ | आत्मानः |

**नामन्** નપુંસકલિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | नाम | नामनी-नाम्नी | नामानि |
| દ્વિતીયા | ,, | ,, | ,, |
| તૃતીયા | नाम्ना | नामभ्याम् | नामभिः |
| ચતુર્થી | नाम्ने | ,, | नामभ्यः |
| પંચમી | नाम्नः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | नाम्नोः | नाम्नाम् |
| સપ્તમી | नामनि–नाम्नि | ,, | नामसु |
| સંબોધન | नामन्–नाम | नामनी–नाम्नी | नामानि |

**शशिन्** પુલ્લિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | शशी | शशिनौ | शशिनः |
| દ્વિતીયા | शशिनम् | ,, | ,, |

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| તૃતીયા | शशिना | शशिभ्याम् | शशिभिः |
| ચતુર્થી | शशिने | ,, | शशिभ्यः |
| પંચમી | शशिनः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | शशिनोः | शशिनाम् |
| સપ્તમી | शशिनि | ,, | शशिषु |
| સંબોધન | शशिन् | शशिनौ | शशिनः |

**भाविन्** નપુંસકલિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્ર. તથા દ્વિ. | भावि | भाविनी | भावीनि |
| સંબોધન | भाविन्–भावि | ,, | ,, |

બાકીનાં રૂપ **शशिन्** પ્રમાણે.

૨૧૭૬.

**अनुजीविन्*** વિશે. ચાકરી કરનાર, આશ્રિત.
**अपराधिन्** વિશે. ગુન્હેગાર.
**अश्मन्** પુ. પત્થર.
**आत्मन्** પુ. આત્મા, જીવ, પંડ.
**उत्सङ्गवर्तिन्** વિશે. (उत्सङ्ग, પુ. ખોળો) ખોળામાં બેઠેલું.
**कञ्चुकिन्** પુ. અંતઃપુરનો વડો નોકર.
**कर्मन्** ન. કામ.
**कुशलिन्** વિશે. સુખી.
**क्षेत्रगामिन्** વિશે. તીર્થભણી જતું.
**चर्मन्** ન. ચામડું.
**नामन्** ન. નામ.
**पक्षिन्** પુ. પંખી.
**प्राणिन्** પુ. પ્રાણી.
**प्रियवादिन्** વિશે. મીઠું બોલનાર.
**प्रेमन्** પુ. સ્નેહ, પ્રેમ.
**फलाशिन्** વિ. ફળ ખાઈને રહેનાર.
**ब्रह्मन्** પુ. બ્રહ્મા.
**भर्मन्** ન. ઘર.
**भाविन्** વિશે. થનાર, થવાનું, નીપજવાનું.
**महिमन्** પુ. મહિમા.
**मेधाविन्** વિશે. બુદ્ધિમાન, ડાહ્યું.
**योगिन्** વિશે. જોગી.
**राजन्** પુ. રાજા.
**वर्त्मन्** પુ. રસ્તો,
**विश्वकर्मन्** પુ. વિશ્વકર્મા, દેવનો શિલ્પી.
**शिखरिन्** પુ. પર્વત.
**स्वामिन्** પુ. ધણી.

---

* **इन्** છેડાવાળાં વિશેષણોનું સ્ત્રીલિંગ અંગ ई ઉમેરવાથી થાય છે; ઉ.—अनुजीविनी ચાકરી કરનારી દાસી.

**अनर्थ** પુ. નુકશાન, અનિષ્ટ.
**अन्तःपुर** ન. જનાનખાનું.
**अमात्य** પુ. પ્રધાન.
**अम्बर** ન. આકાશ.
**अवतरत्** {अव (ઉપ.) + तॄનો વ. કૃ.} ઊતરતું.
**आत्मजा** સ્ત્રી. દીકરી. [ત, કામ.
**आरम्भ** પુ. શરૂઆ-
**उपकार** પુ. ઉપકાર.
**उपानह्*** સ્ત્રી. જોડો, ખાસડું.
**कुण्ठित** (कुण्ठ्નો ભૂ. કૃ.) ખળાએલું, અટકાવાએલું.
**कौशल** ન. હુશિયારી, પ્રવીણતા.
**जगत्कर्तृ** પુ. દુનિયાં ઉપજાવનાર, પરમેશ્વર.
**जीवित** ન. જીવતર, જીંદગી. [દુષ્ટ.
**दुष्ट** (दुष्નો ભૂ. કૃ.)
**दैन्य** ન. હલકાપણું.
**द्रु** ગ. ૧, પરસ્મૈ. દયાથી પિગળવું.
**न कदापि** (અવ્યય) કદીપણ નહિ.
**नाश** પુ. હાનિ.
**निर्मित** {निर्(ઉપ.) + मा નો ભૂ. કૃ.} નિર્મેલું, બનાવેલું.
**निर्वृतिमत्** વિશે. નિરાંતવાળું, સુખી.
**परिणाम** પુ. છેવટ, પરિણામ.
**पुण्यवत्** વિશે. પુણ્યશાલી.
**प्रियवादित्व** ન. મીઠા બોલાપણું.
**यात्रिक** પુ. જાત્રાળુ.
**वसुदेव** પુ. કૃષ્ણના બાપનું નામ.
**शुभ** વિશે. સારૂં, માંગલિક.
**श्रवण** ન. સાંભળવું.
**श्रीषेण** પુ. વિશેષ નામ.
**स्वप्न** પુ. સ્વપ્ન.

વાક્ય.

योगिनः फलाशिनो भवन्ति ।
अपराधिनं मा क्षमस्व ।
अनुजीविने कुप्यति भर्ता ।
दशरथस्य पुत्रो नाम्ना रामः ।
ब्रह्मणः प्रजाः प्रजायन्ते ।
राजन् कुशली भव ।
कञ्चुकी राज्ञामन्तःपुरेऽधिकृतः पुरुषः ।
जनस्य कल्याणाय यतमानेन रामेणात्मा क्लेशमुपानीयत ।
आत्मनः पुत्राणां कर्मसु कौशलं प्रशंसति ।

---

* આ શબ્દના અંત્ય ह્નો અઘોષ વ્યંજનાદિ પ્રત્યય પર છતાં त्, ઘોષ વ્યંજનાદિ પ્રત્યય પર છતાં द्, અને પદાંતે त् અથવા द् થાયછે.

कृष्णो वसुदेवस्य भर्मणि वस*-
ऋम्बरादवतरन्तं नारदम-
पश्यत् ।
श्रीषेणस्य राज्ञो महिषी सूर्यं
चन्द्रं चात्मन उत्सङ्गवर्तिनौ
स्वप्नेऽपश्यत् ।
अपराधिनः पुरुषान्दण्डयन्तु
राजानः । [र्थोऽस्ति जनः ।
भाविनोऽनर्थान् ज्ञातुं न सम-
अश्मभिरश्वस्य गतिः कुण्ठिता ।
जगत्कर्तुर्महिम्नां फलं सर्वत्र
दृश्यते ।

क्षेत्रगामिना वर्त्मना गच्छन्तं
यात्रिकमपश्यम् ।
अश्मनेव निर्मितं दुष्टानां हृदयं
परकीयस्य दुःखस्य श्रवणेन
न कदापि द्रवति । [णाय ।
शुभानां कर्मणामारम्भः कल्या-
जगता कुटुम्बिनं मन्यत† आ-
त्मानं साधुः ।
प्राणिनामुपकारायैव साधूनां ज-
गति जीवितम् ।
प्रियवादिनां प्रियवादित्वं दैन्यं
गण्यते शठैः ।

---

દેવદત્ત બુદ્ધિમાન છે.
બાપ દીકરાને પ્રીતિપૂર્વક‡
ભેટયો.
ચાકરો ધણીને તાબે રહે છે.
ઝાડો પર્વતોઉપર ઉગે છે.
(હું) છોકરાઓનાં નામ જા-
ણતો નથી.§

નળ વિશ્વકર્માનો પુત્ર હતો.
પંખીઓ આકાશમાં ઉડે છે.
ચામડાના જોડા કરાય છે.
હરિનો નાશ (તેના) કામોનો
પરિણામ છે.
બ્રહ્માએ પ્રાણી, પત્થરા ને
આકાશ સરજ્યાં.

## સવાલ.

૧. કયારે **अन्** છેડાવાળા નામના **न्** નો અને કયારે **अ** નો લોપ થાય છે? **अ** નો લોપ ન થતો હોય એવાં નામના દાખલા આપો.

---

* પદને અંતે ङ्, ण् કે न् આવ્યો હોય અને તેની પૂર્વે હ્રસ્વ સ્વર હોય અને પર કોઈપણ સ્વર આવ્યો હોય, તો તે બેવડાય છે.

† પદને અંતે ए, ऐ, ओ કે औ હોય ને પછી કોઈપણ સ્વર આવે, તો તેમને બદલે થતા अय्, आय्, अव्, आव् ના અંત્ય य्, व् નો વિકલ્પે લોપ થાય છે.

‡ તૃતીયા વાપરવી.

§ स्मृ ધાતુ વાપરવો.

૨. **अन्** છેડાવાળાં અને **इन्** છેડાવાળાં નામોનાં રૂપો સરખાવો.

૩. નીચેનાં નામોનાં રૂપો આપો.

मूर्धन् પુ० महिमन्, वर्त्मन्, यज्वन्, लघिमन्, कुशलिन्, मर्मन्, पक्षिन्, सीमन्, સ્ત્રી० ઈ. ઈ.

૪. **इन्** છેડાવાળાં નામનું સ્ત્રીલિંગ અંગ શી રીતે થાય છે?

## પાઠ ૨૭.

### **स्**, **वस्**, **ईयस्**, ને **एयस्** છેડાવાળાં નામો.

૧. **स** છેડાવાળાં નામોનું પ્રથમાનું એકવચન **स** પ્રત્યયનો લોપ કરી, નામમાં ઉપાંત્ય **अ** હોય તો તેને દીર્ઘ કરવાથી, થાય છે. નામના અંત્ય **स** નો વિસર્ગ કરાય છે. (પૃ. ૭ ની ટીપ† જુઓ.)

૨. વ્યંજનાદિ પ્રત્યય લાગતાં **स्** નો વિસર્ગ થાય છે, પછી પહેલાં આપેલા નિયમ પ્રમાણે તેની સંધિ થાય છે. (પૃ. ૧૫ ની ટીપ* અને પૃષ્ઠ ૧૭ ની ટીપ* તથા ટીપ‡ જુઓ.)

૩. **वस्**, **ईयस्** અને **एयस्** છેડાવાળાં નામોના **स** ની પૂર્વે પહેલાં પાંચ રૂપોમાં **न्** ઉમેરાય છે, તથા ઉપાંત્ય **अ** દીર્ઘ કરાય છે; પ્રથમાના એકવચનને છેડે તો **वान्** અને **यान्** થાય છે.

૪. દ્વિતીયાના બહુવચનથી માંડીને સ્વરાદિ પ્રત્યય લાગતાં, અને નપુંસકલિંગની પ્રથમા દ્વિતીયા અને સંબોધનના દ્વિવચનનો **ई** પ્રત્યય લાગતાં, **वस्** છેડાવાળાં નામોના **व** નો **उ*** થાય છે; અને વ્યંજનાદિ પ્રત્યય લાગતાં તથા નપુંસકલિંગની પ્રથમા દ્વિતીયા અને સંબોધનના એકવચનમાં અંત્ય **स्** નો **द्** થાય છે.

---

* **वस्** ની પૂર્વે જો **इ** સ્વર આવ્યો હોય તો **व** નો **उ** થતાં તે **इ** લોપાય છે ઉ.—**सेदिवस्**—**सेदुषः** (દ્વિ. બહુ.)

૫. કલમ ૨ માં આપેલો નિયમ **ईयस्** ને **एयस्** છેડા-વાળાં નામોને પણ લાગુ પડે છે.

૬. નપુંસકલિંગમાં તો ઉપાંત્યે **अ** આવ્યો હોય તો પણ પ્રથમા, દ્વિતીયા ને સંબોધનના એકવચનમાં તે દીર્ઘ કરાતો નથી. બહુવચનનો **इ** પ્રત્યય લાગતાં ઉપાંત્યે જે કોઈ સ્વર આવ્યો હોય તે દીર્ઘ કરાય છે, અને તેનાપર અનુસ્વાર વધારાય છે.

૭. સંબોધનના એકવચનમાં આ બધામાંથી એકેનો ઉપાંત્ય **अ** દીર્ઘ થતો નથી; ઉ. **चन्द्रमः विद्वन** ઇત્યાદિ.

**चन्द्रमस्** પુલ્લિંગ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | चन्द्रमाः | चन्द्रमसौ | चन्द्रमसः |
| દ્વિતીયા | चन्द्रमसम् | ,, | ,, |
| તૃતીયા | चन्द्रमसा | चन्द्रमोभ्याम् | चन्द्रमोभिः |
| ચતુર્થી | चन्द्रमसे | ,, | चन्द्रमोभ्यः |
| પંચમી | चन्द्रमसः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | चन्द्रमसोः | चन्द्रमसाम् |
| સપ્તમી | चन्द्रमसि | ,, | चन्द्रमःसु-स्सु |
| સંબોધન | चन्द्रमः | चन्द्रमसौ | चन्द्रमसः |

**विद्वस्** પુલ્લિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | विद्वान् | विद्वांसौ* | विद्वांसः |
| દ્વિતીયા | विद्वांसम् | ,, | विदुषः |
| તૃતીયા | विदुषा† | विद्वद्भ्याम् | विद्वद्भिः |
| ચતુર્થી | विदुषे | ,, | विद्वद्भ्यः |
| પંચમી | विदुषः | ,, | ,, |

* શબ્દકે પદના અંગમાં જો न् ની પછી श्, ष्, स् કે ह् આવ્યો હોય તો न् નો અનુસ્વાર થાય છે.

† પૃ. ૭૫ ની ટીપ* જુઓ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ષષ્ઠી | विदुषः | विदुषोः | विदुषाम् |
| સપ્તમી | विदुषि | ,, | विद्वत्सु |
| સંબોધન | विद्वन् | विद्वांसौ | विद्वांसः |

**श्रेयस्** પુલ્લિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | श्रेयान् | श्रेयांसौ | श्रेयांसः |
| દ્વિતીયા | श्रेयांसम् | ,, | श्रेयसः |
| તૃતીયા | श्रेयसा | श्रेयोभ्याम् | श्रेयोभिः |
| ચતુર્થી | श्रेयसे | ,, | श्रेयोभ्यः |
| પંચમી | श्रेयसः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | श्रेयसोः | श्रेयसाम् |
| સપ્તમી | श्रेयसि | ,, | श्रेयःसु-स्सु |
| સંબોધન | श्रेयन् | श्रेयांसौ | श्रेयांसः |

**मनस्** નપુંસકલિંગ.

પ્ર. દ્વિ. અને સં. मनः मनसी मनांसि

બાકીનાં **चन्द्रमस्** પ્રમાણે.

**तस्थिवस्** નપુંસકલિંગ.

**પ્ર.દ્વિ.અને સં.** तस्थिवत् तस्थुषी* तस्थिवांसि

બાકીના **विद्वस्** પ્રમાણે.

**अर्चिस्** સ્ત્રીલિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | अर्चिः | अर्चिषौ | अर्चिषः |
| દ્વિતીયા | अर्चिषम् | ,, | ,, |
| તૃતીયા | अर्चिषा | अर्चिर्भ्याम् | अर्चिर्भिः |
| ચતુર્થી | अर्चिषे | ,, | अर्चिर्भ्यः |

* **वस्** છેડાવાળાં નામોનું સ્ત્રીલિંગ અંગ નપુંસકલિંગની પ્રથમા દ્વિતીયા, અને સંબોધનના દ્વિવચન જેવું છે. **ईयस्** અને **एयस्** છેડાવાળાં નામોનું સ્ત્રીલિંગ અંગ તો માત્ર **ई** ઉમેરવાથી થાય છે.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પંચમી | अर्चिषः | अर्चिर्भ्याम् | अर्चिर्भ्यः |
| ષષ્ઠી | ,, | अर्चिषोः | अर्चिषाम् |
| સપ્તમી | अर्चिषि | ,, | अर्चिःषु-ष्षु |
| સંબોધન | अर्चिः | अर्चिषौ | अर्चिषः |

શબ્દ.

**अध्यूषिवस्** વિશે. વસેલું.
**कनीयस्** વિશે. વધારે નાનું.
**चक्षुस्** ન. આંખ.
**छन्दस्** ન. વેદ.
**ज्यायस्*** વિશે. વધારે મોટું.
**तपस्** ન. તપ.
**तमस्** ન. અંધાર.
**तस्थिवस्** વિશે. ઉભેલું.
**तेजस्** ન. તેજ,તાપ.
**दिवौकस्** પુ. દેવ, સ્વર્ગમાં રહેનાર.
**दुर्वासस्** પુ. એક ઋષિનું નામ.
**धनुस्** ન. કામઠું.
**नभस्** ન. આકાશ.
**पयस्** ન. પાણી.
**प्रेयस्** વિશે. વધારે વહાલું.
**भूयस्** વિશે. વધારે મોટું.
**मनस्** ન. મન.
**यशस्** ન. કીર્તિ.
**रक्षस्** ન. રાક્ષસ.
**रजस्** ન. ધુળ, પરાગ.
**वक्षस्** ન. છાતી.
**वचस्** ન. વચન.
**वनौकस्** વિશે. વનમાં રહેનાર.
**वयस्** ન. ઉમર.
**वासस्** ન. લુગડું, કપડું.
**विद्वस्** વિશે. ભણેલું.
**वेधस्** પુ. બ્રહ્મા.
**शिरस्** ન. માથું.
**श्रेयस्** વિશે. ચઢતું, આબાદ.
**सरस्** ન. સરોવર.
**हविस्** ન. બળિદાન.

---

**अभूमि** સ્ત્રી. અવિષય, અગોચર.
**आश्रम** પુ. મઠ.
**कीचक** પુ. વિરાટ રાજાના સેનાપતિનું નામ.
**कुश** પુ. રામના પુત્રનું નામ.
**कृत** (कृ નો ભૂ. કૃ.) કરાયેલું.
**गुणिन्** વિશે. ગુણવાન્.
**जीर्ण** વિશે. જીરણ,જૂનું.
**द्वारका** સ્ત્રી. એક શહેરનું નામ.
**नव** વિશે. નવું.
**परिहित** વિશે. પહેરેલું.
**पान्थ** પુ. મુસાફર.

---

* આ તથા भूयस् શબ્દનાં રૂપ श्रेयस् પ્રમાણે થાય છે.

**पूजास्थान** न. પૂજાનું કારણ, સત્કારનું કારણ.

**प्रियंवदा** સ્ત્રી. શકુન્તલાની સખીનું નામ. [રાજા.

**भगीरथ** પુ. એક સૂર્યવંશી

**लिङ्ग** ન. જાતિ (સ્ત્રીવર્ગ કે પુરુષવર્ગમાં હોવાપણું).

**शाखा** સ્ત્રી. ડાળ, ડાળી, શાખા.

**आ** (ઉપ.) + **श्रि** ગ. ૧, ઉભય આશ્રય લેવો, આધાર રાખવો.

**श्वेत** વિશે. ધોળું.

**संतप्त** (सम् + तप् નો ભૂ.કૃ.) તપેલો, તાપથી બળેલો.

**वि** (ઉપ.) + **आप्** વ્યાપવું, છાવું.

**अनु** (ઉપ.) + **मन्** હા કહેવી, કબૂલ કરવું, મળતા આવવું.

**उत्** (ઉપ.) + **यत्** (=उद्यत्) વ. કૃ. ઊગતું.

**व्रज्** ગ. ૧, પરસ્મૈ. જવું.

**आ** (ઉપ.) + **हृ** આવું, યજ્ઞ કરવો.

વાક્ય.

मुनयो वनौकसो ऽभवन् ।
देवान् दिवौकसो वदन्ति ।
कनीयांसं भ्रातरमाह्वय ।
कुशो लवस्य ज्यायान् भ्राता ।
प्रेयसो जनान् स्मरति कृष्णः ।
उद्यन्तं चन्द्रमसं प्रेक्षस्व ।
तमोभिर्नभो व्याप्यते ।
वाससी परिहिते कन्यया ।
श्रेयसे यतते ।
शत्रूञ् शिरस्सु प्रहरति ।
मनसा हरिं व्रजति ।
तपसां फलमनुभवतु ।
दुर्वासाः पाण्डवानां वसतिमगच्छत् ।
भूयांसोऽत्र धान्यराशयो वर्तन्ते ।
रामो रक्षांसि हत्वा यशोऽविन्दत् ।
गङ्गायाः पयांसि श्वेतानीति [श्रूयते ।
विद्वद्भिरुपदिष्टो दशरथो यज्ञमाहरत् ।
भीमेन वक्षसि ताडितः कीचकोऽमुह्यत् ।
बहूनि हवींष्यग्नौ प्रास्यति ।
नगरस्य समीपे तस्थिवद्राजसैन्यमपश्यम् ।
सूर्यस्य तेजसा संतप्तः पान्थश्छायामाश्रयते ।

* द्वारकामध्यूषुषो जनस्य संपदो मनसोऽप्यभूमिरभवन् ।
वसिष्ठस्य वचांसि श्रुत्वा विश्वामित्रेण सह रामस्य गमनं दशरथोऽन्वमन्यत ।
गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः ।

હરિએ વાણીવડે માને શાંત કરી.
નારાયણનો નાન્હો ભાઈ કાશીમાં છે.
પાણિનિ વેદોને "છંદસ્" એવું કહે છે.
પવન ફૂલોનો પરાગ લાવે છે.
રાણીની કીર્તિ પૃથ્વી ઉપર પસરે.
પ્રિયવંદા દુર્વાસાપાસે† ગઈ અને માફી માગી.
હરિએ સારથિને રથ હાંકતો જોયો.
રામ નાન્હા ભાઈવડે સેવાયો.
રઘુએ કામઠાં અને તીરો વડે પૃથ્વીને જીતી.
ભગીરથે બ્રહ્માને તપવડે ખુશી કર્યા.
વનમાં રહેનારા ઋષિઓના મઠો ઝાડનાં ડાળાં અને પાંદડાંના કરાયા છે.
સરોવરોનાં પાણીમાં કમળો
રાજા વિદ્વાનોને પૂજે છે.
જેમ માણસ જૂનાં કપડાં તજી દે છે અને નવાં ધારણ કરે છે તેમ જીવ જૂનાં શરીર તજે છે અને નવામાં પેસે છે.
અગ્નિમાં નંખાયેલાં બળિદાન અગ્નિવડે દેવતાઓ પાસે‡ લઈજવાય છે.

## સવાલ.

૧. अस्, इस्, ईयस् કે एयस् અને वस् છેડાવાળાં નામોનાં રૂપો સરખાવો.

૨. वस् ના व નું उ ક્યારે થાય છે? અને તેમ થતાં પૂર્વની इ નું શું થાય છે.

---

* એટલે તેઓની ચાહેનાથીએ જ્યારે તેઓની સુખસંપત્તિ હતી, અર્થાત્ તેઓએ જેટલા સુખી થવા ચાહ્યું હતું તેથીએ પૈસે ટકે વધારે સુખી હતા.

† દ્વિતીયા વિભક્તિ વાપરવી.

‡ ચતુર્થી વિભક્તિ વાપરવી.

૩. **वस्** અને **ईयस्** કે **एयस्** છેડાવાળાં નામોનાં સ્ત્રીલિંગ-રૂપ શી રીતે થાય છે ?

૪. નીચેનાં નામોના રૂપો લખો.

नभस्, धनुस्, जग्मिवस् (त्रि.) ज्यायस् (त्रि.) पयस्, चकृवस् (त्रि.) लघीयस् (त्रि.) चक्षुस्, वनौकस् (પુ., સ્ત્રી.), सेदिवस् (त्रि.) ઈ.

---

# પાઠ ૨૮.

## વિધ્યર્થ.

### પ્રત્યય.

પરસ્મૈપદ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુ. ૧ | ईयम् | ईव | ईम |
| પુ. ૨ | ईस् | ईतम् | ईत |
| પુ. ૩ | ईत् | ईताम् | ईयुस् |

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| પુ. ૧ | ईय | ईवहि | ईमहि |
| પુ. ૨ | ईथाः | ईयाथाम् | ईध्वम् |
| પુ. ૩ | ईत | ईयाताम् | ईरन्* |

આ વિધ્યર્થના પ્રત્યયો ધાતુમાં વિકરણ પ્રત્યય ઉમેર્યા પછી લગાડાય છે.

---

* વિધ્યર્થના પ્રત્યય પ્રથમભૂત જેવાજ છે. અપવાદ માત્ર નીચેપ્રમાણે છે. પરસ્મૈપદ પુ. ૩ બ. વ. પ્રત્યય **अन्** ને બદલે **उस्** છે, અને આત્મનેપદ પુ. ૩ બ. વ., પુ. ૧ એ. વ., અને પુ. ૨ અને પુ. ૩ દ્વિ. વ. પ્રત્યયો **अन्त, इ, ईताम्**, અને **इथाम्** ને બદલે **रन्, अ, आताम्** અને **आथाम्** છે. આ પ્રત્યયોમાંથી વ્યંજનાદિ પ્રત્યયોની પૂર્વે **ई** અને સ્વરાદિ પ્રત્યયોની પૂર્વે **इय्** ઉમેરાય છે. એટલીજ વિલક્ષણતા છે.

પરસ્મૈપદ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુ. ૧ | वसेयम् | वसेव | वसेम |
| પુ. ૨ | वसेः | वसेतम् | वसेत |
| પુ. ૩ | वसेत् | वसेताम् | वसेयुः* |

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| પુ. ૧ | युध्येय | युध्येवहि | युध्येमहि |
| પુ. ૨ | युध्येथाः | युध्येयाथाम् | युध्येध्वम् |
| પુ. ૩ | युध्येत | युध्येयाताम् | युध्येरन् |

વિધ્યર્થ (૧) સંભવ, આજ્ઞા, પ્રાર્થના, ઇચ્છા, આશા ઇત્યાદિ બતાવે છે, અને તેવા અર્થના સાદા વાક્યમાં વપરાય છે. (૨) વળી તેવા અર્થના ઉપવાક્યોમાં પણ વપરાય છે. (૩) તેમજ જેમાંનું એક વાક્ય બીજા વાક્ય ઉપર આધાર રાખતું હોય અને હેતુ કે શરત બતાવતું હોય તેવા સાંકેતિક† વાક્યમાં વપરાયછે.

શબ્દ.

**अध्वखेद** પુ. (**अध्वन्** પુ. ર-સ્તો અને **खेद** પુ. થાક.) મુસાફરીનો થાક.
**अनुरञ्जन** ન. પ્રસન્ન કરવું.
**अपण्डित** પુ. અભણ માણસ.
**अपाय** પુ. હરકત.
**अभिभूत** {अभि(ઉપ.) + भू નો ભૂ. કૃ.} હરાવાયલું, જીતાયલું.
**अहित** ન. નુકશાન, ઈજા.
**आवरण** ન. આચ્છાદન, અંતરાય, ઢાંકવું.
**उत** (અવ્યય) અથવા.
**क्लृप्** ગ. ૧, આત્મને. સમર્થ [થવું.
**क्षुद्र** વિશે. તુચ્છ.
**गान** ન. ગાયન.
**अव** (ઉપ.) + **गाह्** ગ. ૧, આત્મને. નહાવું.

---

* **अस्** અને **अद्** નાં વિધ્યર્થ રૂપ બીજી ચોપડીમાં આપ્યાં છે.
† સંકેત ભૂતકાળનાં સાંકેતિક વાક્યો આમાંથી બાતલ કરવાં.

**आ** (ઉપ.) + **चर्** આચરવું.
**जायापती** પુ. દ્વિ. વ. વરવહૂ.
**तप्** ગ.૧, પરસ્મૈ. પ્રકાશવું, તપવું.
**तमिस्रा** સ્ત્રી. રાત્રિ.
**तृषित** વિશે. તરસ્યું.
**दारिद्र्य** ન. ગરીબ હાલત.
**दीन** વિશે. કંગાલ, ગરીબ.
**दुर्दशा** સ્ત્રી. અવદશા, માઠી હાલત.
**दुह्** ગ. ૪, પરસ્મૈ. દગો દેવો.
**धीर** વિશે. ડાહ્યો, ધીરજ-વાળો.
**नीचैराख्य** વિશે. (नीचैस् અને आख्या સ્ત્રી. નામ.) જેનું नीचैस् નામ છે તે.
**न्यायसभा** સ્ત્રી. (न्याय પુ. ઈનસાફ અને सभा સ્ત્રી. કચેરી.) ઈનસાફની કચેરી.
**निस्** (ઉપ.) + **पद्** નીપજવું.
**परकीय** વિશે. પારકું.
**पितरौ** પુ. (पितृ નું દ્વિ. વ.) માબાપ.
**पुण्य** વિશે. પવિત્ર.
**प्रथमसुकृत** ન. (प्रथम વિશે. પેહેલું, પૂર્વનું અને सुकृत ન. સત્કર્મ) પૂર્વનું સત્કર્મ.
**प्राप्त** {प्र (ઉપ.) + आप् નો ભૂ. કૃ.} પામેલું, પહોંચેલું.
**बहिस्** અવ્યય બહાર.
**भज्** ગ.૧, ઉભય. સેવવું. ધારણ કરવું.
**भागीरथी** સ્ત્રી. ગંગા.
**भूरि** વિશે. બહુ.
**भोस्*** (અવ્યય) અરે, અહો, રે.
**मौन** ન. મુગારહેવાપણું.
**रक्षण** ન. બચાવ.
**रज्जु** સ્ત્રી. દોરડું.
**अव** (ઉપ.) + **लम्ब्** ગ. ૧, આત્મને. ધારણ કરવું, અડીંગવું, આધારે રહેવું.
**अधि** (ઉપ.) + **वस्** ઉપર વિસામો લેવો.
**विपत्ति** સ્ત્રી. આફત.
**विमार्ग** પુ. આડો રસ્તો, ખોટી ચાલ.
**विमुख** વિશે. ફેરવેલા મ્હોં-વાળો.
**विश्रामहेतोः** (विश्रामहेतु પુ. ની પંચમી. विश्राम પુ. વિસામો, हेतु પુ. સબબ.) વિસામાના સબબથી.
**शोभन** વિશે. સારૂં.
**संश्रय** આશ્રય, વિશ્રામનું ઠેકાણું.
**समाज** પુ. સભા.
**सुकृत** } ન. સત્કર્મ.
**सुचरित** }
**सुरभि** વિશે. ખુશબોદાર.
**सुवृत्त** વિશે. સારૂં, સદ્‌ગુણી.
**वि** (ઉપ.) + **स्मृ** વીસરવું.

---

* આ શબ્દ પછી કોઈ પણ સ્વર કે ઘોષ વ્યંજન આવે, તો स નો લોપ થાય છે.

વાક્ય.

विपदाभिभूतोऽपि न धर्मं त्यजेयम् ।
इच्छामि सोमं पिबेद्भवान् ।
किं भो नृत्यं शिक्षेयोत गानम् ।
भूरिणा प्रयत्नेन तत्त्वमवगच्छेः ।
पुत्राः सुचरितैः पितरौ प्रीणयेयुः ।
ईश्वरस्य पूजया शान्तिं विन्देवहि ।
रज्जुं सर्पं न मन्येध्वम् ।
दुर्दशां गते नरि क्षुद्रोऽप्यहितमाचरेत् ।
वर्धमानं व्याधिं जयन्तं शत्रुं च नोपेक्षेत ।
पण्डितानां समाजे ऽपण्डिता मौनं भजेयुः ।
कुसुमैः सुरभिणि हर्म्येऽध्वखेदं नयेथाः ।
प्रजानामनुरञ्जनाय राजानो यतेरन् ।
सुवृत्ताय नृपतये प्रजा न द्रुह्येयुः ।
यदि हरिर्विमार्गान्निवर्त्तेत शोभनं भवेत् ।
धर्मे रताः प्रजा हरिं पश्येयुः ।
वत्सौ मातुराज्ञामनुरुध्येयाथाम् ।
धैर्यमवलम्ब्य शत्रुभिः सह युध्येथाः ।
नारायणस्यालस्याद्दारिद्र्यं निष्पद्येत ।
शिष्यस्याविनयं गुरुर्न सहेत ।
विपत्तौ धीरो न मुह्येद्धर्मं वा न परित्यजेत् ।
इच्छामि पुनरपि पुण्यां भागीरथीमवगाहेवहीत्यवद-
द्रामं सीता ।
संश्रयाय प्राप्ते मित्रे प्रथमसुकृतानि स्मृत्वा क्षुद्रोऽपि
न विमुखो भवेत् ।
तृषिताय जलं यच्छे*द्धरेद्दीनस्य चापदम् ।
नीचैराख्यं गिरिमधिवसेस्तत्र विश्रामहेतोः ।
सूर्ये तपत्यावरणाय दृष्टेः कल्पेत लोकस्य कथं तमिस्रा ।

---

*વર્ગીય પહેલા ચાર વ્યંજનમાંથી કોઈ પણ વ્યંજન પછી ह આવે તો પૂર્વ વ્યંજનના વર્ગનો ચોથો અક્ષર ह ને ઠેકાણે થાય.

(તમે એ) ઘેર પાછા આવો ત્યારે હાથ પગ ધોવા જોઇયે.
માણસોએ* મિત્રોને વિસરવા ન જોઇયે.
(તું) જો (તે) ઝાડનું ફળ ખાય તો મરે.
(એ) ચોપડીઓ (એ) હાથમાં લઈ જવાય.
(તમે બએ) ગુરૂ પાસે ન્યાયશાસ્ત્ર શીખવું.
અહિં ઝાડની છાયામાં (આપણે) બેશિયે.
રાજાઓએ પ્રજાને દુઃખમાંથી બચાવવી.
(આપણે) પરમેશ્વરને શુદ્ધ અંતઃકરણથી પૂજવો જોઇયે.
(તારે) ગરીબ માણસોને ધન આપવું જોઇયે.
(તમારી) ફરજોમાં (તમારે) ચુકવું નહિ.
માણસે બીજાનું ધન તકાસવું નહિ.
(બે) લુચ્ચાઓ મરાય એ પ્રમાણે રાજા ફરમાવતો હતો.
જો (આપણે) દેશના રક્ષણમાં મર્યા હોઇયે તો કીર્તિ મેળવિયે.
સાક્ષીઓએ ઇનસાફની કચેરીમાં હમેશા સાચું બોલવું.
જો (હું) કાશી જાઉં તો બહુ સંસ્કૃતપુસ્તકો લાવું.
જો (તમે) જૂઠું બોલો તો ગુરૂવડે મરાઓ.
(પોતે) શત્રુસાથે લડે એટલામાટે રાજા સિપાઈઓને શહેર બહાર લઈ ગયો.
જો (હું) ખરાબ કામ કરતો જોવાઉં તો ગુરૂવડે દંડાઉં.
જો ગરીબ માણસો શહેરમાં માગે તો તેઓ ધન મેળવે.
માબાપ ખુશી થાય એટલામાટે મેં બહેનોને બહુ ધન આપ્યું.
વરવહૂએ દરરોજ ઘરમાં અગ્નિ પૂજવો જોઇયે.

## સવાલ.

૧. પ્રથમ ભૂત અને વિધ્યર્થના પ્રત્યયો સરખાવો.
૨. વિધ્યર્થ શાશા અર્થમાં વપરાય છે ?

---

* આવા વાક્યમાં ગુજરાતીમાં કર્તા તૃતીયામાં આવેછે, પરંતુ સંસ્કૃતમાં તો કર્તા ત્યાં પ્રથમામાંજ રહે.

૩. **भोस्** ના **स्** નો લોપ ક્યારે થાય છે?
૪. નીચેના ધાતુનાં વિધ્યર્થરૂપ આપો.

मृ, ईक्ष्, नि (ઉપ.) + मन्त्र, सृज्, हृ, डी, मृग्, स्था, जन्, पा (કર્તરિરૂપ અને કર્મણિરૂપ), सृ (કર્મણિરૂપ અને કર્તરિરૂપ), कृ (કર્મણિરૂપ), अनु (ઉપ.) + भू (કર્તરિરૂપ અને કર્મણિરૂપ), श्रु (કર્મણિરૂપ), मुच् (કર્તરિરૂપ અને કર્મણિરૂપ) ઈ. ઈ.

---

## પાઠ ૨૯.

### સર્વનામ.

સંસ્કૃતમાં મુખ્ય સર્વનામ આ છે. **सर्व** સઘળું, **तद्** તે, **एतद्** આ, **यद्** જે (સંબંધાર્થ સર્વનામ), **किम्** કોણ અથવા શું (પ્રશ્નાર્થક સર્વનામ), **अस्मद्** હું, **युष्मद्** તું, **इदम्** આ, **अदस्** આ કે પેલું.

૧. **अ**કારાંત સર્વનામના પ્રત્યયો **अ**કારાંત નામના જેવાજ છે, માત્ર નીચેના પાંચ પ્રત્યયો પુલ્લિંગમાં વિલક્ષણ છે.

| પ્ર. બહુ. | ચ. એક. | પં. એક. | ષ. બહુ. | સ. એક. |
|---|---|---|---|---|
| **ई** | **स्मै** | **स्मात्** | **इषाम्** | **स्मिन्** |

**सर्व** પુલ્લિંગ.

| | એકવચન | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | सर्वः | सर्वौ | सर्वे |
| દ્વિતીયા | सर्वम् | ,, | सर्वान् |
| તૃતીયા | सर्वेण | सर्वाभ्याम् | सर्वैः |
| ચતુર્થી | सर्वस्मै | ,, | सर्वेभ्यः |
| પંચમી | सर्वस्मात् | ,, | ,, |
| ષષ્ઠી | सर्वस्य | सर्वयोः | सर्वेषाम् |
| સપ્તમી | सर्वस्मिन् | ,, | सर्वेषु |

૨. **आ**કારાંત સ્ત્રીલિંગ સર્વનામનાં રૂપ **आ**કારાંત સ્ત્રીલિંગ નામો જેવાંજ થાય છે, જે પ્રત્યયો વિલક્ષણ છે તે નીચે આપ્યા છે, એમાંના **साम्** સિવાય બાકીના પ્રત્યયો લાગતાં **आ** ટુંકાવાય છે.

| ચ. એક. | પં. એક. | ષ. એક. | ષ. બહુ. | સ. એક. |
|---|---|---|---|---|
| **स्यै** | **स्याम्** | **स्यास्** | **साम्** | **स्याम्** |

**सर्वा** સ્ત્રીલિંગ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | सर्वा | सर्वे | सर्वाः |
| દ્વિતીયા | सर्वाम् | ,, | ,, |
| તૃતીયા | सर्वया | सर्वाभ्याम् | सर्वाभिः |
| ચતુર્થી | सर्वस्यै | ,, | सर्वाभ्यः |
| પંચમી | सर्वस्याः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | सर्वयोः | सर्वासाम् |
| સપ્તમી | सर्वस्याम् | ,, | सर्वासु |

**सर्व** નપુંસકલિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્ર. તથા દ્વિ. | सर्वम् | सर्वे | सर्वाणि |

બાકીનાં રૂપ પુલ્લિંગપ્રમાણે.

૩. પુલ્લિંગમાં **तद्, एतद्, यद्**, અને **किम्** એ સર્વનામોનાં રૂપ તેઓ **त, एत, य** અને **क** એટલે **अ**કારાંત હોય અને તેમનાં જેવાં રૂપ થાય તેવાં થાય છે. તોપણ **तद्** અને **एतद्** નું પ્રથમાનું એકવચન અનુક્રમે **सः*** અને **एषः** થાય છે.

૪. સ્ત્રીલિંગમાં આ સર્વનામનાં રૂપો તેઓ અનુક્રમે **ता, एता, या** અને **का** એટલે **आ**કારાંત હોય ને જેવાં રૂપ તેઓનાં થાય તેવાં થાય છે, પણ **तद्** અને **एतद्** નું પ્રથમાનું એકવચન અનુક્રમે **सा** અને **एषा** થાય છે.

---

* વાક્યમાં **सः** અને **एषः** પછી કોઈ પણ વ્યંજન આવે તો તેમના વિસર્ગનો લોપ થાય છે; ઉ.—**स पुरुषः** ઈત્યાદિ.

| | | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|---|
| નપુંસકલિંગ પ્રથમા અને દ્વિતીયા. | | तद् | ते | तानि |
| | | एतद् | एते | एतानि |
| | | यद् | ये | यानि |
| | | किम् | के | कानि |

બાકીનાં રૂપ પુલ્લિંગ પ્રમાણે.

૫. ત્રણે લિંગમાં દ્વિતીયાનાં ત્રણે વચન, તૃતીયાનું એકવચન અને ષષ્ઠીસપ્તમીના દ્વિવચનમાં एतને બદલે વિકલ્પે **एन** વપરાય છે.

પુલ્લિંગ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| દ્વતીયા. | एतम् કે एनम् | एतौ કે एनौ | एतान् કે एनान् |
| તૃતીયા. | एतेन કે एनेन | | |
| ષષ્ઠી, સપ્તમી. | | एतयोः કે एनयोः | |

સ્ત્રીલિંગ.

| | | | |
|---|---|---|---|
| દ્વતીયા. | एताम् કે एनाम् | एते કે एने | एताः કે एनाः |
| તૃતીયા. | एतया કે एनया | | |
| ષષ્ઠી, સપ્તમી. | | एतयोः કે एनयोः | |

નપુંસકલિંગ.

| | | | |
|---|---|---|---|
| દ્વિતીયા. | एतद् કે एनद् | एते કે एने | एतानि કે एनानि |

તૃતીયાનું એકવચન તથા ષષ્ઠીસપ્તમીનું દ્વિવચન પુલ્લિંગ-પ્રમાણે થાય છે.

શબ્દ.

**अखिल** વિશે. બધું, સઘળું.
**अटवी** સ્ત્રી. જંગલ.
**आत्मज** પુ. દીકરો.
**इष्ट** વિશે. ઇચ્છેલું, ચાહેલું.
**कपिल** પુ. એક મોટા ઋષિનું નામ.
**काञ्चन** ન. સોનું.
**कुलीन** વિશે. કુળવાન, ખાન-[દાન.

**गुणज्ञ** વિશે. ( गुण ગુણ અને ज्ञा જાણવું.) ગુણ જાણનાર.
**गै** ગ. ૧, પરસ્મૈ. ગાવું.
**चौर्य** ન. ચોરી.
**दक्षिणा** સ્ત્રી. દક્ષિણા.
**दर्शनीय** વિશે. ખુબસૂરત.
**दुर्गा** સ્ત્રી. દેવીનું નામ.
**देश** પુ. દેશ, મુલક.
**नाट्** ગ. ૧૦, ઉભય. ભજવવું.
**निष्णात** વિશે. પ્રવીણ, હુશિયાર.
**पूत** ( पू નો ભૂ. કૃ.) પવિત્ર, શુદ્ધ કરાયેલું.
**प्रपन्न** વિશે. યુક્ત, જોડાયેલું.
**प्रयाग** ન. પ્રયાગ, અલાહાબાદ.
**ब्रह्मविद्** વિશે. બ્રહ્મને જાણનાર, તત્વજ્ઞાની.
**महिषासुर** પુ. પાડાના આકારનો એક દૈત્ય.
**मेदिनी** સ્ત્રી. પૃથ્વી.
**वित्त** ન. દોલત.
**श्रुतिमत्** વિશે. વેદ જાણનાર, [વિદ્વાન્.

વાક્ય.

कोऽत्रागतः ।
कस्यैतानि पुस्तकानि ।
कस्याः पुत्रा एते ।
यं पुरुषं ह्योऽपश्यं तमेवाह्वयामि ।
सा बाला न* किंचिदवदत् ।
तेभ्यो ब्राह्मणेभ्यो दक्षिणामयच्छम् ।
कस्मान्नगराद्भूत आगतः ।
एतेषां यद्यदिष्टं तत्तत्क्रियताम् ।
याः कथाः पुराणेषु श्रूयन्ते ता एवैते नाटयन्ति ।
स एवैष प्रदेशो यस्मिन् प्रियया सह चिरमवसम् ।
कयोरेते वाससी ।
तेषु तेषु शास्त्रेषु निष्णातैः पण्डितैः सह राजाऽभाषत ।
ययात्मानं पूतं मन्यते वसिष्ठस्तामरुन्धतीं वन्दस्व ।
सर्वासु कलासु प्रावीण्यमुपगतो राजपुत्रः ।
ते नद्यौ प्रयागे संगच्छेते ।
यैर्मेदिन्युत्खाता ये च कपिलस्य कोपेन दग्धास्तान् सगरस्यात्मजान् भगीरथो गङ्गाया जलेनोदधरत ।
येनैतदखिलं जगन्निरमीयत तस्मै नमः† ईश्वराय ।

* किम् સર્વનામનાં રૂપોને चित् પ્રત્યય લગાડવાથી અનિશ્ચિતાર્થ થાય છે; ઉ.—किञ्चित् કંઈ; कश्चित् કોઈ ( પુ.) ઈ.
† પૃ. ૫૦ ની ટીપ § જુઓ.

यया महिषासुरो हतस्तस्यै दुर्गायै नमः ।
याभ्यां चौर्यं कृतं तौ पुरुषौ राजाऽदण्डयत् ।
एतस्यामटव्यां पुरा ब्रह्मविदो मुनयो न्यवसन् ।
यासां विवाहाः स्वपुत्रैः सह समजायन्त ताभिर्जनकस्य कन्याभिः सपत्नो राजा दशरथोऽयोध्यामगच्छत् ।

**यस्यास्ति वित्तं स नरः कुलीनः**
**स पण्डितः स श्रुतिमान् गुणज्ञः ।**
**स एव वक्ता स च दर्शनीयः**
**सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ॥**

આ આ કોણ છે ?
તેઓ ધંધે કોણ છે ?
તે હરિની દીકરી છે ?
તેણીનું નામ શું છે ?
રામે કોને એમ કહ્યું ?
તે ગોવિંદનો ભાઈ છે.
(હું) તે (છોકરા) સાથે નિશાળે ગયો.
તેણે નારાયણને છોકરાઓ સાથે રમતો જોયો.
તે મિત્રોમાંથી કોને સંભારે છે ?
નદીમાં માછલાં છે.
તે તેણીએ અનુસરાય છે.
જે તે ગામોથી આવેલા છે તે માણસો ક્યાં છે ?
જે દેશનો શૂદ્રક રાજા છે ત્યાંથી તેઓ આવ્યા છે.
પાસે (=પડોશમાં) જે દાસીઓ હતી તેઓને રાણીએ તેણીને માટે ફૂલો લાવવા ફરમાવ્યું.
મહારાષ્ટ્રીયોનો રાજા કયા ઘરમાં રહ્યો ?
તે છોકરીઓમાંથી કઈ ગાય છે ?

## સવાલ.

૧. નામનાં રૂપોથી સર્વનામનાં રૂપો શી બાબતમાં જૂદાં પડે છે?

૨. દર્શક, સંબંધાર્થ અને પ્રશ્નાર્થ સર્વનામનાં મૂળ વ્યંજનાંત છે કે સ્વરાંત છે અને તેમનાં રૂપો વ્યંજનાંત નામનાં કે સ્વરાંત નામનાં રૂપોને મળતાં છે?

૩. વાક્યમાં સંધિમાં सः અને एषः ના વિસર્ગનું શું થાય છે?

૪. यद्, तद्, किम् અને एतद् નાં ત્રણે લિંગમાં રૂપો લખો.

# પાઠ ૩૦.

## પહેલો તથા બીજો પુરૂષ સર્વનામ.

### अस्मद् (હું).

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | अहम् | आवाम् | वयम् |
| દ્વિતીયા | माम् કે मा | ,, કે नौ | अस्मान् કે नः |
| તૃતીયા | मया | आवाभ्याम् | अस्माभिः |
| ચતુર્થી | मह्यम् કે मे | ,, કે नौ | अस्मभ्यम् કે नः |
| પંચમી | मत् | आवाभ्याम् | अस्मत् |
| ષષ્ઠી | मम કે मे | आवयोः કે नौ | अस्माकम् કે नः |
| સપ્તમી | मयि | आवयोः | अस्मासु |

### युष्मद् (તું).

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | त्वम् | युवाम् | यूयम् |
| દ્વિતીયા | त्वाम् કે त्वा | ,, કે वाम् | युष्मान् કે वः |
| તૃતીયા | त्वया | युवाभ्याम् | युष्माभिः |
| ચતુર્થી | तुभ्यम् કે ते | ,, કે वाम् | युष्मभ्यम् કે वः |
| પંચમી | त्वत् | युवाभ्याम् | युष्मत् |
| ષષ્ઠી | तव કે ते | युवयोः કે वाम् | युष्माकम् કે वः |
| સપ્તમી | त्वयि | युवयोः | युष्मासु |

શબ્દ.

**अपराधलव** પુ. અપરાધનો લેશ.

**अत्र्** ગ. ૧, પરસ્મૈ. રક્ષણ કરવું.

**अविश्वास्य** વિશે. અણભરૂસાદાર.

**आर्या** સ્ત્રી. શાણી સ્ત્રી. [વખત.

**काल** પુ. કાળ,

**शरणम्** કે **वशम्** + **गम्** શરણે જવું, તાબે થવું.

**जेतृ** પુ. જીતનારો.

**दासजन** પુ. દાસ, સેવક.

**दैव** ન. નસીબ.

**नन्दिनी** સ્ત્રી. છોકરી.

**निरस्त** વિશે. વીખરાયેલું, નાશ કરાયેલું.
**निष्फल** વિશે. વ્યર્થ, ફળરહિત.
**पार** ગ. ૧૦, ઉભય. ઓળંગવું. [ન્હાનું.
**प्रतनु** વિશે. થોડું,
**भूतार्थ** પુ. સત્ય, વસ્તુતા.
**मानिनी** સ્ત્રી. મદ-માન ભરેલી સ્ત્રી.
**मेघजाल** ન. વાદળાંનું ટોળું.
**लव** પુ. લેશ, ભાગ, અંશ.
**वियोग** પુ. વિયોગ, છૂટા પડવું.
**शिव** ન. કલ્યાણ, સુખ.
**सवितृ** પુ. સૂર્ય.
**साक्षिन** પુ. સાક્ષી, સાહેદી. [મવાર.
**सोमवासर** પુ. સો-

વાક્ય.

नाहमपराधी ।
रघुनाथः खिद्यत्यावयोः ।
कुत्रास्ति मे पुत्रकः ।
भगवति त्वामहं वन्दे ।
मास्मानवधीरय ।
विष्णुर्वोऽवतु ।
त्वया सहोपवनं गन्तुमिच्छामि ।
आर्ये कथयामि ते भूतार्थम् ।
तस्य पीडां हर्तुमस्माभिश्चिन्तित उपायो निष्फलोऽभवत् ।
मह्यं धनं न यच्छसि ।
शिवो वः शिवाय भवतु ।
बालकौ युवयोः पिता क्वास्ति ।
पृथिवीं रक्षत्सु युष्मासु कुतो नो भयम् ।
युष्मदधिगतां वार्त्तां सर्वेभ्यः शंसामि ।
तव सुचरितं ममेव प्रतनु यतो न दीर्घं कालमावां सुखमन्वभवाव ।

मरुता मेघजालमिव दैवेनास्माकं सर्वे मनोरथा निरस्ताः ।
*कमपराधलवं मयि पश्यसि त्यजसि मानिनि दासजनं यतः ।
तेषां† वधूस्त्वमसि नन्दिनि पार्थिवानां
येषां कुलेषु सविता च गुरुर्वयं च ।

તું ડાહ્યો માણસ છે.
હું અણભરૂસાદાર માણસ છું એમ તું વહેમ લાવે છે.
અમારાથી છૂટા પડવામાં દીલગીર થાઓ મા.
આપણામાં હરિ શ્રેષ્ઠ છે.

---

* આ ધણીનું સ્ત્રી પ્રત્યે કહેવું છે. જ્યારે ઉર્વશી વેલ બની ગઈ ત્યારે પુરૂરવે ઉન્માદમાં આમ કહ્યું છે.
† આ વસિષ્ઠનું સીતા પ્રત્યે બોલવું છે. રામ જેના વંશમાં જન્મ્યા હતા તે સૂર્યવંશી રાજાઓનો વસિષ્ઠ પુરોહિત થાય.

તારી મહેરબાનીથી અમે સંકટો ઓળંગ્યાં.
જ્યારે તમે પર્વતઉપર ચઢ્યા ત્યારે તમારો ભોમિયો કોણ હતો?
તમને આ વાત કોણે કહી?
મારો બાપ કાશી ગયો, અને જ્યારે તે પાછો આવ્યો ત્યારે તે બહુ પુસ્તકો લાવ્યો, અને મને તે આપ્યાં.
ત્યાં જે થયું તે અમને કહો.

મારી ચોપડી ક્યાં છે એમ મેં તમને પૂછ્યું.
તમારાવડે તે વખતે જે કરાયું તે હું જાણું છું*.
સાક્ષીઓ મારાવડે સોમવારે આવવાને ફરમાવાયા.
જ્યારે તમે મારે ઘેર આવ્યા ત્યારે મે તમને ધાનના ઢગલા આપ્યા.
તું હરાવાયો છતાં સિપાઈઓ જીતનારને તાબે થયા.

## પાઠ ૩૧.

### **अदस्** આ કે પેલું, **इदम्** આ.

#### **अदस्** પુલ્લિંગ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | असौ | अमू | अमी |
| દ્વિતીયા | अमुम् | ,, | अमून् |
| તૃતીયા | अमुना | अमूभ्याम् | अमीभिः |

* પૃ. ૮૩ ની ટીપ § જુઓ.

† **अदस्** નાં રૂપ શિખવાની ટુંકી રીતઃ—એમ ધારોકે **अदस्** ને બદલે મૂળશબ્દ **अद** છે; તેના **सर्व** પ્રમાણે પુલ્લિંગ રૂપ કરો; એ રૂપોમાં **द्** ને ઠેકાણે **म्** મૂકો, અને **द्** માં મળેલો સ્વર જો હ્રસ્વ હોય તો તેને બદલે **उ** મૂકો, અને દીર્ઘ હોય તો **ऊ** મૂકો; વળી તે રૂપોમાં બહુવચનમાં જ્યાં **ए** હોય ત્યાં **ई** મૂકો; એટલે ઉપર લખેલાં રૂપ થશે. તૃતીયાનાં એકવચન અને બહુવચનનાં રૂપો **अदेन** અને **अदैः** ન ધારતાં **अदना** અને **अदेभिः** ધારી ઉપજાવાય છે. **स** નો **ष** થવા બાબત પૂર્વે જે ટીપ આપેલી છે તે લાગુ પાડવી. આવીજ રીતે સ્ત્રીલિંગમાં પણ મૂળ **अदा** ધારી **सर्वा**ની પેઠે રૂપ ઉપજાવવાં.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ચતુર્થી | अमुष्मै | अमूभ्याम् | अमीभ्यः |
| પંચમી | अमुष्मात् | ,, | ,, |
| ષષ્ઠી | अमुष्य | अमुयोः | अमीषाम् |
| સપ્તમી | अमुष्मिन् | ,, | अमीषु |

સ્ત્રીલિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | असौ | अमू | अमूः |
| દ્વિતીયા | अमूम् | ,, | ,, |
| તૃતીયા | अमुया | अमूभ्याम् | अमूभिः |
| ચતુર્થી | अमुष्यै | ,, | अमूभ्यः |
| પંચમી | अमुष्याः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | अमुयोः | अमूषाम् |
| સપ્તમી | अमुष्याम् | ,, | अमूषु |

નપુંસકલિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્ર૦ તથા દ્વિ૦ | अदः | अमू | अमूनि |

બાકીનાં રૂપ પુલ્લિંગ પ્રમાણે.

* **इदम्** પુલ્લિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | अयम् | इमौ | इमे |
| દ્વિતીયા | इमम् | ,, | इमान् |
| તૃતીયા | अनेन | आभ्याम् | एभिः |
| ચતુર્થી | अस्मै | ,, | एभ्यः |
| પંચમી | अस्मात् | ,, | ,, |
| ષષ્ઠી | अस्य | अनयोः | एषाम् |
| સપ્તમી | अस्मिन् | ,, | एषु |

---

* આ સર્વનામનાં દ્વિતીયાનાં ત્રણે વચનમાં, તૃતીયાના એકવચનમાં અને ષષ્ઠી, સપ્તમીના દ્વિવચનમાં ત્રણે લિંગમાં પૂર્વે આપેલાં एनथी થયેલાં રૂપો પણ વિકલ્પે વપરાય છે.

સ્ત્રીલિંગ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | इयम् | इमे | इमाः |
| દ્વિતીયા | इमाम् | ,, | ,, |
| તૃતીયા | अनया | आभ्याम् | आभिः |
| ચતુર્થી | अस्यै | ,, | आभ्यः |
| પંચમી | अस्याः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | अनयोः | आसाम् |
| સપ્તમી | अस्याम् | ,, | आसु |

નપુંસકલિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્ર. તથા દ્વિ. | इदम् | इमे | इमानि |

બાકીનાં રૂપ–પુલ્લિંગ પ્રમાણે.

શબ્દ.

**अथवा** (અવ્યય) અથવા કે, કિંવા.
**अवधीरणा** સ્ત્રી. અવજ્ઞા, તિરસ્કાર.
**उद्यत** વિશે. તૈયાર, તત્પર.
**उर्वशी** સ્ત્રી. એક અપ્સરા.
**कवीश** પુ. (कवि અને ईश રાજા) કવિરાજ.
**किल** (અવ્યય) ખરેખર.
**गृध्रराज** પુ. ગીધ, પક્ષિયોનો રાજા, જટાયુ.
**दुःखित** વિશે. દુઃખી, દીલગીર.
**देवदारु** પુ. દેવદાર.
**द्रुतम्** (અવ્યય) જલદી, તરત.
**पुत्रीकृत** વિશે. (पुत्र દીકરો અને कृत કરેલું) દીકરા તરીકે માનેલું, દત્તક કરેલું.
**पुरः** (અવ્યય) સંમુખ, આગળ.
**पुष्पधारिन्** વિશે. ફૂલવાળું.
**प्रभव** પુ. ઉત્પત્તિ, ઉત્પત્તિસ્થાન.
**प्रसन्न** વિશે. પ્રસન્ન.
**प्रियतमा** વિશે. વ્હાલામાં વ્હાલી.
**प्रियाप्रवृत्ति** (प्रिया વ્હાલી અને प्रवृत्ति ખબર) વ્હાલીની ખબર.
**भीरू** વિશે. સ્ત્રી. બીકણ.
**मदिराक्षी** સ્ત્રી. વહાલી, મનોહર આંખવાળી.
**मधुकर** પુ. ભમરો.

**महत्*** વિશે. મોટું.
**लतागृह** ન. લતામંડપ, વેલનો માંડવો.
**वरतनु** વિશે. સુંદર અંગવાળું, ખૂબસુરત.
**वशा** સ્ત્રી. હાથણી.
**वास** પુ. રહેઠાણ.
**विप्रिय** વિશે. અપ્રિય.
**विप्रिय** ન. વાંક.
**वीथि** સ્ત્રી. શેરી, રસ્તો.
**वृषभध्वज** પુ. શિવ.
**शिवालय** ન. શિવનું દેરૂં.
**सङ्गमोत्सुक** વિશે. મળવાને આતુર.
**सारङ्ग** પુ. હરણ.
**स्त्रीरत्न** ન. રત્નરૂપ સ્ત્રી.

વાક્ય.

† इमं सारङ्गं प्रियाप्रवृत्तयेऽभ्यर्थये ।
‡ अयं स ते तिष्ठति सङ्गमोत्सुको
विशङ्कसे भीरु यतोऽवधीरणाम् ।
§ अमुं पुरः पश्यसि देवदारुं
पुत्रीकृतोऽसौ वृषभध्वजेन ।
† स्त्रीरत्नेषु ममोर्वशी प्रियतमा यूथे तवेयं वशा ।
† मधुकर मदिराक्ष्याः शंस तस्याः प्रवृत्तिम् ।
वरतनुरथवासौ नैव दृष्टा त्वया मे ।
† हंस प्रयच्छ मे कान्तां गतिरस्यास्त्वया हृता ।

* આ શબ્દનો ઉપાંત્ય अ પહેલાં પાંચ રૂપોમાં દીર્ઘ થાય છે, અને અંત્ય त् ની પહેલાં न् મૂકવામાં આવે છે. સમાસના પૂર્વભાગમાં **महा** રૂપ ઘણું કરીને વપરાય છે. એ શબ્દનું નપુંસકલિંગની પ્રથમા દ્વિતીયાનું દ્વિવચન અને નારીજાતિ અંગ **महती** થાય છે, તથા નપુંસકલિંગની પ્રથમા, દ્વિતીયાનું બહુવચન **महान्ति** થાય છે.

† આ નિશાની જે જે વાક્યોઉપર મૂકેલી છે તે તે વાક્યો એક રાજાનાં બોલેલાં છે. એ રાજા પોતાની પ્રિયપત્નીસાથે એક કુંજમાં વિહાર કરતો હતો તેવામાં કોઈ ચમત્કારી યોગે કરી તે એકાએક અલોપ થાય છે. તેની શોધમાં તે જંગલના પશુપક્ષીને તેની ખબર પૂછતો ફરે છે. આ ચિન્હનું બીજું વાક્ય હાથી પ્રત્યે કહેલું છે.

‡ કદાચ મને એ અંગીકાર નહિ કરે એવી ધાસ્તી રાખતી કુમારિકા પ્રત્યે તેના પ્રિયતમનું આ બોલવું છે.

§ શિવના વ્હાલા એક ઝાડવિશે એક જણનું બીજા પ્રત્યે આ કહેલું છે.

अस्मिन्नेव लतागृहे त्वमभवः ।
अस्यैवासीन् महति शिखरे गृध्रराजस्य वासः ।
मनोहरा अमी वृक्षा दृश्यन्ते पुष्पधारिणः ।
अगच्छदमुया वीथ्या दास्यमूं द्रुतमानय ।
कृतं किमेभिस्तव विप्रियं य-
दनिष्टमेषामसि कर्तुमुद्यतः ।
पादानमीषां प्रणतो यतोऽसौ
भद्रं ततोऽमीभिरमुष्य कार्यम् ॥
पुर्यां पुराऽस्यां किल कालिदासो
नाम्नाऽभवद्यो न्यवसत्कवीशः ।
यदि प्रसन्ना भगवतीमं वरं याचे ।
अस्मिँल्लोके* यत्क्रियते तस्य फलममुष्मिँल्लोकेऽनुभूयते ।
एभिर्वचोभिः सान्त्वय मे दुःखितां भार्याम् ।
हे सीते पुत्राविमौ ते ।

આ મારી ચોપડી છે.
આ માણસો તેઓના રાજાની જીતથી ખુશી થાય છે.
આ છોકરાઓ નૃત્ય શિખે છે.
આ ગામોમાં બહુ વિદ્વાનો છે.
હું આ આંખોએ દેખતો નથી.
આ ઝાડઉપર વાંદરો છે.
આ નદીઓમાં બહુ પાણી છે.
આ પર્વત ઉપરથી બહુ પત્થરો પડેલા છે.
મેં આ લાકડીઓ વડે ચોરને માર્યો. [હેરામાં જોઈ.
મેં આ સ્ત્રીઓને શિવના દે-
આ નદીઓનું ઉત્પત્તિસ્થાન હિમાલય છે.
આ છોકરાઓને અને પેલી છોકરીઓને કેટલાક લાડુ આપો.
અમે પેલા પર્વતના શિખરથી ઉતરતા વાઘને જોયો.

* દંત્ય વ્યંજન પછી લ્ આવ્યો હોય તો દંત્યનો લ્ થાય છે; પરંતુ જો ન્ પછી લ્ આવ્યો હોય તો ન્ ને બદલે અનુસ્વારપૂર્વક લ્ થાય છે; અર્થાત્ ન્ ની પહેલાંના અક્ષર ઉપર અર્ધ અનુસ્વાર મૂકાય છે, તથા ન્ ને ઠેકાણે લ્ થાય છે.

## સવાલ.

૧. ક્યાં સર્વનામનાં રૂપ કેવળ વિલક્ષણ થાય છે.

૨. अदस् અને इदम् ત્રિ. તથા अस्मद्, युष्मद् નાં રૂપ આપો.

૩. अदस् નાં રૂપ ઉપજાવવાની ટુંકી રીત લખો.

૪. महत् ના રૂપ લખો.

૫. દંત્ય વ્યંજનપછી ल् આવે તો સંધિ શી થાય ?

---

## પાઠ ૩૨.

विद्वत्त्वं च नृपत्वं च नैव तुल्यं कदाचन ।
स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ॥
वरमेको गुणी पुत्रो न च मूर्खशतान्यपि ।
एकश्चन्द्रस्तमो हन्ति न च तारागणोऽपि च ॥
एकेनापि* सुवृक्षेण पुष्पितेन सुगन्धिना ।
वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा ॥
उत्सवे व्यसने चैव दुर्भिक्षे शत्रुविग्रहे ।
राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बान्धवः ॥
दुर्जनः प्रियवादी च नैतद्विश्वासकारणम् ।
मधु तिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम् ॥
दुर्जनः परिहर्तव्यो विद्ययालंकृतोऽपि सन् ।
मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ॥
कुलीनैः सह संपर्कं पण्डितैः सह मित्रताम् ।
ज्ञातिभिश्च समं मेलं कुर्वाणो न विनश्यति ॥
यो ध्रुवाणि परित्यज्य अध्रुवं परिषेवते ।
ध्रुवाणि तस्य नश्यन्ति अध्रुवं नष्टमेव च ॥
पादपानां भयं वातः पद्मानां शिशिरो भयम् ।
पर्वतानां भयं वज्रः साधूनां दुर्जनो भयम् ॥

---

* एक नां સર્વનામ તરીકે सर्व જેવાં રૂપ થાય છે.

तस्मात्सर्वविषये रक्षा कर्तव्या भूतिमिच्छता ।
यज्ञैर्नावाप्यते स्वर्गो रक्षणात्प्राप्यते यथा ॥
यथा फलानां पक्वानां नान्यत्र पतनाद्भयम् ।
एवं नरस्य जातस्य नान्यत्र मरणाद्भयम् ॥

---

न भीतो मरणादस्मि केवलं दूषितं यशः ।
विशुद्धस्य हि मे मृत्युः पुत्रजन्मसमः किल ॥
अपापानां कुले जाते मयि पापं न विद्यते ।
यदि संभाव्यते पापमपापेन च किं मया ॥

---

अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यम् ।
पुत्रादपि धनभाजां भीतिः सर्वत्रैषा विहिता रीतिः ॥
का तव कान्ता कस्ते पुत्रः संसारोऽयमतीव विचित्रः ।
कस्य त्वं वा कुत आयातस्तत्त्वं चिन्तय तदिदं भ्रातः ॥
शत्रौ मित्रे पुत्रे बन्धौ मा कुरु यत्नं विग्रहसंधौ ।
भव समचित्तः सर्वत्र त्वं वाञ्छस्यचिराद्यदि सत्त्वम् ॥
महता पुण्यपण्येन क्रीतेयं *कायनौस्त्वया ।
पारं दुःखोदधेर्गन्तुं तर यावन्न भिद्यते ॥
धैर्यं यस्य पिता क्षमा च जननी शान्तिश्चिरं गेहिनी
सत्यं सूनुरयं दया च भगिनी भ्राता मनःसंयमः ।
शय्या भूमितलं दिशोऽपि† वसनं ज्ञानामृतं भोजन-
मेते यस्य कुटुम्बिनो वद सखे‡ कस्माद्भयं योगिनः ॥
विपदि धैर्यमथाभ्युदये क्षमा सदसि वाक्पटुता युधि विक्रमः ।
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥

---

* नौ શબ્દનાં રૂપ પાછલા સંધિના નિયમો પૂર્વક પાઠ ૨૫ ને પ્રમાણે આપેલા સામાન્યપ્રત્યયો લગાડવાથી થાય છે.

† પ્રથમાના એકવચનમાં અને વ્યંજનાદિ પ્રત્યય લાગતાં આ શબ્દના श् નો क् થાય છે, અને क् નો ઘોષવ્યંજન પર છતાં ग् થાય છે. ( પૃ. ૨૬ ની ટીપ* જુઓ. )

‡ આ શબ્દનાં રૂપો બહુ નિયમવિરૂદ્ધ થાય છે.

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः कृत्वा यं नावसीदति ॥

अस्ति ब्रह्मारण्ये कर्पूरतिलको नाम हस्ती । तमवलोक्य सर्वे शृगालाश्चिन्तयन्ति स्म यद्ययं केनाप्युपायेन म्रियते तदास्माकमेतद्देहेन मासचतुष्टयस्य भोजनं भविष्यति । तत्रैकेन वृद्धशृगालेन प्रतिज्ञातं मया बुद्धिप्रभावादस्य मरणं साधयितव्यम् । अनन्तरं स वञ्चकः कर्पूरतिलकसमीपं गत्वा साष्टाङ्गपातं प्रणम्यावदद्देव दृष्टिप्रसादं कुरु । हस्ती ब्रूते, कस्त्वं कुतः समायातः । सोऽवदज्जम्बूकोऽहं सर्वैर्वनवासिभिः पशुभिर्मिलित्वा भवत्सकाशं प्रस्थापितो यद्विना राज्ञाऽवस्थातुं न युक्तं, तदत्राटवीराज्येऽभिषेक्तुं भवान्सर्वस्वामिगुणोपेतो निरूपितस्तद्यथा लग्नवेला न विचलति तथा कृत्वा सत्वरमागम्यतां देवेन । इत्युक्त्वोत्थाय चलितः । ततोऽसौ राज्यलोभाकृष्टः कर्पूरतिलकः शृगालवर्त्मना धावन् महापङ्के निमग्नः । ततस्तेन हस्तिनोक्तं, सखे शृगाल किमधुना विधेयं, पङ्के निपतितोऽहं म्रिये परावृत्य पश्य । शृगालेन विहस्योक्तं, देव, मम पुच्छकावलम्बनं कृत्वोत्तिष्ठ । यन्मद्वचसि प्रत्ययः कृतस्तदनुभूयतामशरणं दुःखम् ।

# સંસ્કૃત ગુજરાતી શબ્દકોશ.

## अ.

**अखिल** વિશે. બધું, સઘળું.

**अगद** પુ. ઔસડ.

**अग्नि** પુ. દેવતા, અગ્નિ.

**अङ्गलभूमि** સ્ત્રી. ઇંગ્લાંડ.

**अचिरात्** (અવ્યય) જલદી, તરત.

**अज** પુ. બકરો.

**अज्ञान** ન. અજ્ઞાન.

**अट्** ગ. ૧, પરસ્મૈ. ભટકવું, ભમવું.

**अटवी** સ્ત્રી. જંગલ, વન.

**अतः** (અવ્યય) આથી, તેથી.

**अतिथि** પુ. પરૂણો.

**अतीव** (અવ્યય) અત્યંત.

**अत्र** (અવ્યય) અહિં.

**अथवा** (અવ્ય ) અથવા, કે, કિંવા.

**अद्** ગ. ૨, પરસ્મૈ. ખાવું.

**अद्य** (અવ્યય) આજ.

**अधिपति** પુ. અધિપતિ, ઉપરી.

**अधुना** (અવ્યય) હમણા.

**अध्ययन** ન. અભ્યાસ.

**अध्यूषिवस्** વિશે. રહેલું.

**अध्रुव** વિશે. અધ્રુવ, અનિશ્ચિત.

**अध्वखेद** પુ. (अध्वन् પુ. રસ્તો અને खेद પુ. થાક) મુસાફરીનો થાક.

**अनन्तरम्** (અવ્યય) તરત.

**अनर्थ** પુ. અનર્થ, અનિષ્ટ.

**अनुजीविन्** વિશે. ચાકરી કરનાર, ચાકર, સેવક, આશ્રિત.

**अनुरञ्जन** ન. પ્રસંનતા.

**अनृत** ન. અસત્ય, જૂઠું.

**अन्तःपुर** ન. જનાનખાનું.

**अन्न** ન. અન્ન.

**अन्यत्र** (અવ્યય) બીજે ઠેકાણે.

**अपण्डित** પુ. મૂર્ખ.

**अपराध** પુ. વાંક, ગુન્હો.

**अपराधलव** પુ. અપરાધનો લેશ.

**अपराधिन्** વિશે. ગુન્હેગાર.

**अपाय** પુ. નુકશાન, હરકત.

**अपि** (અવ્યય) વળી, પણ.

**अभिधान** પુ. નામ.

**अभिभूत** {अभि (ઉપ.) + भू નો ભૂ. કૃ.} હરાવાયલું, જીતાયલું.
**अभिरुचि** સ્ત્રી. રૂચિ, ઇચ્છા.
**अभिलाष** પુ. ચાહના, ઇચ્છા.
**अभिषेक्तुम्** {अभि (ઉપ.) + सिच् નો હે. કૃ.} અભિષેક કરવાને, રાજા બનાવવાને.
**अभूमि** સ્ત્રી. અવિષય, અગોચર.
**अभ्युदय** પુ. ચડતી.
**अमरावती** સ્ત્રી. ઇંદ્રની રાજધાની.
**अमात्य** પુ. પ્રધાન.
**अम्बर** ન. આકાશ.
**अयोध्या** સ્ત્રી. અયોધ્યા.
**अरण्य** ન. જંગલ.
**अरि** પુ. શત્રુ.
**अरुन्धती** સ્ત્રી. અરૂંધતી.
**अर्घ्य** ન. અર્ઘ્ય, પૂજાનો સામાન.
**अर्जुन** પુ. અર્જુન.
**अर्थ** ગ. ૧૦, આત્મને.—**प्र** ઉપસર્ગ સાથે, વિનવવું.
**अर्थ** પુ. પૈસો, ધન.
**अर्ह** ગ. ૧, પરસ્મૈ. લાયક થવું.
**अलंकार** પુ. ઘરેણું.
**अलङ्घनीय** વિશે. ન ઓળંગાય એવું.
**अलि** પુ. ભમરો.
**अव** ગ. ૧, પરસ્મૈ. રક્ષવું.
**अवतरत** {अव (ઉપ.) + तॄ ગ. ૧, પરસ્મૈ. નો વ. કૃ.} ઊતરતું.
**अवधीरणा** સ્ત્રી. અવજ્ઞા.
**अवन्ती** સ્ત્રી. ઉજ્જયિની.
**अवलोक्य** {अव (ઉપ.) लोक નો અવ્યય ભૂ. કૃ.} જોઇને.
**अवस्तु** ન. મિથ્યા પદાર્થ.
**अवस्त्वारोप** પુ. મિથ્યા પદાર્થની કલ્પના.
**अविश्वास्य** વિશે. અણભરૂસાદાર.
**अशरण** વિશે. અનાથ.
**अश्मन्** પુ. પથ્થર.
**अश्रु** ન. આંસુ.
**अश्व** પુ. ઘોડો.
**अश्वपति** પુ. વિશેષ નામ.
**अस्** ગ. ૨, પરસ્મૈ. હોવું.
**अस्** ગ. ૪, પરસ્મૈ. ફેંકવું.
**असत्य** ન. જૂઠું, અસત્ય.
**असि** પુ. તરવાર.
**असुर** પુ. દૈત્ય.
**अस्त्र** ન. ચમત્કારી હથિયાર.
**अहित** ન. નુકશાન, ઇજા.

## आ.

**आकाश** પુ. ન. આકાશ.

**आङ्ग्लभौम** પુ. ઇંગ્રેજ.
**आचार** પુ. ચાલ, યોગ્ય વર્ત-[ણુક.
**आचार्य** પુ. આચાર્ય.
**आज्ञा** સ્ત્રી. હુકમ.
**आत्मज** પુ. દીકરો.
**आत्मजा** સ્ત્રી. દીકરી.
**आत्मन्** પુ. આત્મા, પોતે.
**आदर** પુ. આદર, સત્કાર.
**आदेश** પુ. હુકમ.
**आध्यान** ન. ધ્યાન.
**आप्** મેળવવું;—**प्र** કે **अव** ઉપસર્ગ સાથે, મેળવવું, પામવું;—**वि** ઉપસર્ગ સાથે, વ્યાપવું.
**आपद्** સ્ત્રી. આફત.
**आम्र** ન. કેરી.
**आयुष्मत्** વિશે. લાંબા આવરદાવાળું.
**आरम्भ** પુ. આરંભ, શરૂવાત.
**आरोप** પુ. આરોપ.
**आर्या** સ્ત્રી. શાણી સ્ત્રી.
**आवरण** ન. આચ્છાદન, અંતરાય, ઢાંકવું તે.
**आश्रम** પુ. આશ્રમ, મઠ.
**आसन** ન. આસન.
**आह्लादक** વિશે. ખુશકારક.

## इ.

**इच्छा** સ્ત્રી. ઇચ્છા.
**इति** (અવ્યય) એમ.
**इत्थम्** (અવ્યય) એવી રીતે.
**इन्दु** પુ. ચંદ્ર.
**इन्द्र** પુ. ઇંદ્ર.
**इन्द्राणी** સ્ત્રી. ઇંદ્રની સ્ત્રી.
**इव** (અવ્યય) પેઠે, જાણે.
**इष्** [इच्छ्] ગ. ૬, પરસ્મૈ. ઇચ્છવું.
**इषु** પુ. તીર.
**इष्ट** (इष् નો ભૂ. કૃ.) ઇચ્છેલું.

## ई.

**ईक्ष** ગ. ૧, આત્મને. જોવું;—**अप** ઉપસર્ગ સાથે, આશા રાખવી;—**प्र** ઉપસર્ગ સાથે, તપાસવું, પરીક્ષા લેવી;—**उप** ઉપસર્ગ સાથે, ઉવેખવું.
**ईश्वर** પુ. પરમેશ્વર.

## उ.

**उक्त** (वच् નો ભૂ. કૃ.) કહેલું, બોલેલું.
**उञ्छ्** ગ. ૬, પરસ્મૈ. વીણવું.
**उटज** પુ. ઝુંપડું.
**उत** (અવ્યય) અથવા.
**उत्खात** {उत् (ઉપ.) खन् નો ભૂ. કૃ.} ખોદેલું.
**उत्थाय** {उत् (ઉપ.)+स्था નો અવ્યય ભૂ. કૃ.} ઉઠીને.
**उत्सङ्गवर्तिन्** વિશે. (उत्सङ्ग પુ. ખોળો) ખોળામાં બેઠેલું.

**उत्सव** પુ. ઓચ્છવ.
**उत्साह** પુ. ઉત્સાહ.
**उदक** ન. પાણી.
**उदधि** પુ. સમુદ્ર, દરિયો.
**उद्यत** વિશે. તત્પર.
**उद्यम** પુ. ઉદ્યમ.
**उद्यमसम** વિશે. ( सम વિશે. જેવું) ઉદ્યમ જેવું.
**उद्यान** ન. વાડી.
**उद्योग** પુ. ઉદ્યોગ.
**उपकार** પુ. ઉપકાર.
**उपदेश** પુ. ઉપદેશ.
**उपवन** ન. બાગ, વાડી.
**उपहार** પુ. ભેટ.
**उपानह्** સ્ત્રી. જોડો, ખાસડું.
**उपाय** પુ. ઉપાય.
**उपालम्भ** પુ. ઠપકો.
**उर्वशी** સ્ત્રી. વિશેષ નામ.

## ऋ.

**ऋतुपर्ण** પુ. વિશેષ નામ, એક રાજા.
**ऋषि** પુ. ઋષિ.
**ऋष्यशृङ्ग** પુ. રામનો બનેવી.

## ए.

**एक** સર્વ. એક.
**एव** (અવ્યય) નક્કી.
**एवम्** (અવ્યય) એપ્રમાણે.

## ओ.

**ओदन** પુ. ભાત.

## क.

**कञ्चुकिन्** પુ. અંતઃપુરનો વડો અધિકારી.
**कण्ठ** પુ. કંઠ.
**कत्थ्** ગ. ૧, આત્મને. વખાણવું, ઓપાવવું.
**कथ्** ગ. ૧૦, કહેવું.
**कथम्** (અવ્યય) કેમ, શી રીતે.
**कथा** સ્ત્રી. વાત, કથા.
**कदा** (અવ્યય) ક્યારે.
**कनीयस्** વિશે. વધારે ન્હાનું, નાનું.
**कन्या** સ્ત્રી. કુમારિકા.
**कपट** ન. કપટ.
**कपि** પુ. વાંદરો.
**कपिल** પુ. એક ઋષિનું નામ.
**कपोल** પુ. ગાલ.
**कबरी** સ્ત્રી. અંબોડો, વેણી.
**कम्प्** ગ. ૧, આત્મને. કંપવું, હાલવું.
**कमल** ન. કમળ.
**कर** પુ. હાથ.
**कर्ण** પુ. કાન.
**कर्तव्य** ન. કર્તવ્ય.
**कर्तृ** વિશે. પુ. ન. કરનાર.

**कर्पूरतिलक** પુ. વિશેષનામ.
**कर्पूरतिलकसमीपम्** કપૂર-તિલક પાસે.
**कर्मन्** ન. કામ.
**कलङ्क** પુ. કલંક, ડાઘ.
**कला** સ્ત્રી. કળા.
**कलि** પુ. ટંટો.
**कल्याण** ન. સુખ, કલ્યાણ.
**कवि** પુ. કવિ.
**कवीश** પુ. ( कवि અને ईश પુ. રાજા) કવિરાજ.
**काञ्चन** ન. સોનું.
**कान्ता** સ્ત્રી. વ્હાલી, વહુ.
**कान्ति** સ્ત્રી. કાંતિ.
**कार्तिक** પુ. કાર્તિક મહિનો.
**काल** પુ. કાળ, વખત.
**काष्ठ** ન. લાકડું.
**कासार** પુ. તળાવ.
**किङ्कर** પુ. ચાકર.
**किन्तु** (અવ્યય) પરંતુ, પણ.
**किरि** પુ. ભુંડ.
**किल** (અવ્યય) ખરેખર.
**कीचक** પુ. વિરાટ રાજાનો સેનાપતિ.
**कीर्ति** સ્ત્રી. કીર્તિ.
**कुटुम्बिन** પુ. કુટુંબનું માણસ.
**कुण्ठित** (कुण्ठ् નો ભૂ. કૃ.) અટકાવાયલું, ખળાયલું.
**कुतः** (અવ્યય) ક્યાંથી.
**कुत्र** (અવ્યય) ક્યાં.
**कुप्** ગ. ૪, પરસ્મૈ. ગુસ્સે થવું.
**कुमारी** સ્ત્રી. કુમારિકા.
**कुम्भकार** પુ. કુંભાર.
**कुरु** પુ. (બહુ.) એક દેશનું નામ.
**कुर्वत्** (कृ નો પરસ્મૈ. વ. કૃ.) કરતું.
**कुर्वाण** (कृ નો આત્મને. વ. કૃ.) કરતું.
**कुलीन** વિશે. કુળવાન.
**कुशलिन्** વિશે. કુશળ, સુખી.
**कुस्** ગ. ૪, પરસ્મૈ. ભેટવું.
**कुसुम** ન. ફૂલ.
**कूप** પુ. કૂવો.
**कूर्म** પુ. કાચબો.
**कृ** કરવું;–**अधि** ઉપસર્ગ સાથે, અધિકાર આપવો, ઠરાવવું.
**कृत** (कृ નો ભૂ. કૃ.) કરાયલું.
**कृति** સ્ત્રી. કૃત્ય, કામ.
**कृपा** સ્ત્રી. કૃપા, મહેરબાની.
**कृष्** ગ. ૧, પરસ્મૈ. અથવા ગ. ૬, ઉભય. ખેડવું.
**कृषीवल** પુ. ખેડુત.
**कृष्ण** પુ. કૃષ્ણ.
**कॢप्** ગ. ૧, આત્મને. સમર્થ થવું.
**केवल** વિશે. કેવળ.

**कोश** પુ. ભાંડાર.
**कौमुदी** સ્ત્રી. ચંદની.
**कौशल** ન. હુશિયારી, પ્રવીણતા.
**कौशाम्बी** સ્ત્રી. એક શહેર.
**कौशिक** પુ. કુશ ગોત્રનો પુરૂષ.
**क्रीड्** ગ. ૧, પરસ્મૈ. ખેલવું, રમવું.
**क्रीडा** સ્ત્રી. ક્રીડા, રમત.
**क्रीत** (क्री નો ભૂ. કૃ.) ખરીદાયલું.
**क्रुध्** ગ. ૪, પરસ્મૈ. ગુસ્સે થવું.
**क्रोध** પુ. ક્રોધ.
**क्रोश** પુ. કોસ, ગાઉ.
**क्लेश** પુ. ક્લેશ, દુઃખ.
**क्व** (અવ્યય) ક્યાં.
**क्षम्** ગ. ૧, આત્મને. ખમવું, માફ કરવું.
**क्षमा** સ્ત્રી. માફી.
**क्षल्** (क्षाल्) ગ. ૧૦, ધોવું.
**क्षि** (क्षय्) ગ. ૧, પરસ્મૈ. ઘસાઈ જવું.
**क्षिप्** ગ. ૬, ફેંકવું.
**क्षुद्र** વિશે. તુચ્છ, હલકું.
**क्षुभ्** ગ. ૪, પરસ્મૈ. ખળભળવું, ગભરાવું.
**क्षेत्रगामिन्** વિશે. તીર્થભણી જતું.

## ख.

**खञ्ज** પુ. લંગડો માણસ.
**खड्ग** પુ. તરવાર.
**खन्** ગ. ૧, ઉભય. ખોદવું.
**खनित्र** ન. કોદાળો.
**खल** પુ. લુચ્ચો.

## ग.

**गङ्गा** સ્ત્રી. ગંગા નદી.
**गच्छत्** (गम् ગ. ૧, પરસ્મૈ. નો વ. કૃ.) જતું.
**गज** પુ. હાથી.
**गण्** ગ. ૧૦, ગણવું, ધારવું.
**गत** (गम् નો ભૂ. કૃ.) ગયેલું.
**गति** સ્ત્રી. ગતિ.
**गन्तृ** વિશે. જનાર.
**गम्** [गच्छ्] પરસ્મૈ. જવું;—**अधि** સાથે, મેળવવું;—**अनु** સાથે, અનુસરવું, પાછળ જવું;—**अव** સાથે, જાણવું;—**निर्** સાથે, નીકળવું; **शरणम्** કે **वशम्** સાથે, શરણે જવું, તાબે થવું;—**सम्** સાથે (આત્મને.) એકઠા મળવું.
**गमन** ન. જવું.
**गर्ह्य** વિશે. નિંદવાલાયક.

**गल्** ગ. ૧, પરસ્મૈ. ગળવું, ટપકવું.
**गल्भ्** ગ. ૧, આત્મને.—**प्र** સાથે, બડાઈ મારવી.
**गान** ન. ગાયન.
**गाह्** ગ. ૧, આત્મને.—**अव** સાથે, ન્હાવું.
**गायक** પુ. ગવૈયો.
**गिरि** પુ. પર્વત.
**गीत** ન. ગીત.
**गुण** પુ. ગુણ.
**गुणज्ञ** વિશે. (गुण ગુણ અને ज्ञा જાણવું) ગુણ જાણનાર.
**गुणवत्** વિશે. ગુણવાન.
**गुणिन्** વિશે. ગુણવાન.
**गृध्रराज** પુ. ગીધ પક્ષિઓનો રાજા જટાયુ, જે દશરથનો મિત્ર થાય.
**गृह** ન. ઘર.
**गेहिनी** સ્ત્રી. વહૂ.
**गै** ગ. ૧, પરસ્મૈ. ગાવું.
**गोत्र** ન. ગોત્ર.
**गोदावरी** સ્ત્રી. ગોદાવરી નદી.
**गोप** પુ. ગોવાળ.
**गोष्ठ** પુ. ન. ગાયની કોઢ.
**ग्रन्थ** પુ. પુસ્તક.
**ग्राम** પુ. ગામ.
**ग्रीष्म** પુ. ઉન્હાળો.

## घ.

**घट** પુ. ઘડો.
**घुष्** ગ. ૧૦, જાહેર કરવું.
**घृत** ન. ઘી.

## च.

**च** (અવ્યય) અને.
**चकोर** પુ. ચકોર પક્ષી.
**चक्र** ન. પૈડું.
**चक्षुस्** ન. આંખ.
**चण्ड** વિશે. ઉગ્ર, ગરમ.
**चन्द्र** પુ. ચંદ્ર.
**चर्** ગ. ૧, પરસ્મૈ. ચાલવું; —**आ** સાથે, આચરવું, કરવું.
**चरित** ન. ચરિત્ર.
**चर्मन्** ન. ચામડું.
**चल्** ગ. ૧, પરસ્મૈ. ચાલવું, ચળવું.
**चातुर्य** ન. ચતુરાઈ.
**चाप** પુ. કામઠું.
**चित्रकूट** પુ. એક પહાડનું નામ.
**चित्त** ન. ચિત્ત.
**चिन्त्** ગ. ૧૦, વિચારવું.
**चिन्ता** સ્ત્રી. ફિકર.
**चिन्तित** (चिन्त् નો ભૂ. કૃ.) વિચારાયલું.

**चिरम्** (અવ્યય) લાંબા વખતસુધી.
**चुर्** (चोर्) ગ. ૧૦, ચોરવું.
**चौर्य** ન. ચોરી.

## छ.

**छन्दस्** ન. વેદ, છંદ.
**छाया** સ્ત્રી. છાયા.

## ज.

**जगत्** ન. જગત.
**जगत्कर्तृ** પુ. જગતનો રચનાર, પરમેશ્વર.
**जन्** [जा] ગ. ૪, આત્મને. ઉત્પન્ન થવું. જનમવું.
**जन** પુ. માણસ, લોક.
**जनक** પુ. બાપ, સીતાનો બાપ.
**जननी** સ્ત્રી મા.
**जम्बूक** પુ. શિયાળ.
**जयत्** (जि ગ. ૧, પરસ્મૈ. નો. વ. કૃ.) જીતતું, વિજયી.
**जयन्त** પુ. ઇંદ્રનો પુત્ર.
**जरठ** પુ. ઘરડો પુરૂષ.
**जरा** સ્ત્રી. ઘરડપણ.
**जल** ન. પાણી.
**जल्प्** ગ. ૧, પરસ્મૈ. વાતુ્ી.
**जात** (जन् નો ભૂ. કૃ.) જન્મેલું.
**जाति** સ્ત્રી. જાતિ.
**जामातृ** પુ. જમાઈ.
**जायापती** પુ. (દ્વિ.) વરવહુ.
**जि** ગ. ૧, પરસ્મૈ. જીતવું; -वि સાથે, આત્મને. જીતવું.
**जिह्वा** સ્ત્રી. જીભ.
**जिह्वाग्र** ન. (जिव्हा જીભ, અને अग्र ન. ટોચ) જીભનું ટેરવું.
**जीर्ण** (जॄ નો ભૂ. કૃ.) જીરણ.
**जीव्** ગ. ૧, પરસ્મૈ. જીવવું.
**जीव** પુ. જીવ.
**जीवित** ન. જીંદગી.
**जेतृ** વિશે. જીતનાર.
**ज्ञा** જાણવું.
**ज्ञाति** પુ. સગો.
**ज्ञानामृत** ન. (ज्ञान ન. જ્ઞાન અને अमृत ન. અમૃત) જ્ઞાનરૂપી અમૃત.
**ज्यायस्** વિશે. વધારે મોટું, મોટું.
**ज्योत्स्ना** સ્ત્રી. ચંદની.

## ड.

**डिम्भ** પુ. બાળક.
**डी** ગ. ૧, આત્મને. ઉડવું.

## त.

**तड्** (ताड्) ગ. ૧૦, મારવું.
**तडाग** પુ. તળાવ.

**तण्डुल** પુ. ચોખા.
**ततः** (અવ્યય) તેથી, પછી.
**तत्र** (અવ્યય) ત્યાં.
**तत्त्व** ન. તત્વ.
**तथा** (અવ્યય) તે પ્રમાણે.
**तदा** (અવ્યય) ત્યારે.
**तनय** પુ. દીકરો.
**तप्** ગ. ૧, પરસ્મૈ. તપવું.
**तपस्** ન. તપ.
**तमस्** ન. અંધારૂં.
**तमिस्रा** સ્ત્રી. રાત.
**तरु** પુ. ઝાડ.
**तस्थिवस्** વિશે. ઉભેલું.
**तारक** ન. તારો.
**तारागण** પુ. (तारा સ્ત્રી. તારો અને गण પુ. જથો.) તારાનો જથો.
**तालु** ન. તાળવું.
**तिल** પુ. તલ.
**तीर** ન. તેડ, કાંઠો.
**तुद्** ગ. ૬, ઉભય. કનડવું, દુઃખ દેવું.
**तुल्** (तोल्) ગ. ૧૦, તોળવું.
**तुल्य** વિશે. તુલ્ય, સરખું.
**तुष्** ગ. ૪, પરસ્મૈ. ધરાવું.
**तृण** ન. તરણું, તરખલું.
**तृषित** વિશે. તરસ્યું.
**तॄ** ગ. ૧, પરસ્મૈ. ઓળંગવું; -**अव** સાથે, ઊતરવું.
**तेजस्** ન. તેજ.
**त्यज्** ગ. ૧, પરસ્મૈ. તજવું.
**त्याग** પુ. ત્યાગ.
**त्वष्टृ** પુ. વિશ્વકર્મા, દેવોનો શિલ્પી.

## द.

**दक्षिणा** સ્ત્રી. દક્ષિણ.
**दण्ड्** ગ. ૧૦, દંડવું, સજા કરવી.
**दण्ड** પુ. લાકડી.
**दण्डका** સ્ત્રી. એ નામનું વિંધ્યાચળ ઉપરનું જંગલ.
**दर्शनीय** વિશે. ખૂબસુરત.
**दशरथ** પુ. સૂર્યવંશી રાજા, રામનો બાપ.
**दह्** ગ. ૧, પરસ્મૈ. બાળવું.
**दा** [કર્મણિરૂપ दी] આપવું.
**दा** [ यच्छ् ] ગ. ૧, પરસ્મૈ. આપવું;-**प्रति** સાથે, બદલે આપવું.
**दातृ** વિશે. દાતાર, આપનાર.
**दारिद्र्य** ન. ગરીબપણું.
**दासजन** પુ. (दास પુ. દાસ અને जन પુ. માણસ) દાસ, ચાકરમાણસ.
**दासी** સ્ત્રી. દાસી.
**दिवौकस्** પુ. દેવ.

**दिश्** સ્ત્રી. દિશા.
**दिश्** ગ. ૬, ઉભય. બતાવવું; **–आ** સાથે, ફરમાવવું; **–उप** સાથે, સમજાવવું, શિખવવું.
**दीन** વિશે. ગરીબ.
**दीप** પુ. દીવો.
**दीर्घ** વિશે. લાંબું.
**दुःख** ન. દુઃખ.
**दुःखित** વિશે. દુઃખી.
**दुःखोदधि** પુ. (दुःख ન. દુઃખ અને उदधि પુ. સમુદ્ર) દુઃખનો દરિયો.
**दुराचार** પુ. ખરાબ ચાલ.
**दुर्ग** ન. સંકટ.
**दुर्गा** સ્ત્રી. દેવીનું નામ.
**दुर्जन** પુ. દુર્જન, ખરાબ માણસ. [હાલત.
**दुर्दशा** સ્ત્રી. અવદશા, માઠી
**दुर्भिक्ष** ન. દુકાળ.
**दुर्वासस्** પુ. દુર્વાસા ઋષિ.
**दुष्कृति** સ્ત્રી. ખરાબ ચાલ.
**दुष्ट** (दुष् ગ. ૪, પરસ્મૈ. નો ભૂ. કૃ.) દુષ્ટ.
**दुहितृ** સ્ત્રી. દીકરી.
**दूत** પુ. દૂત, જાસુદ.
**दूषित** (दूष् નો ભૂ. કૃ.) અપવિત્ર કરાયલું.
**दृश्** [पश्य्] ગ. ૧, પરસ્મૈ॰ જોવું.
**दृषद्** સ્ત્રી. પત્થર.
**दृष्ट** (दृश् નો ભૂ. કૃ.) દીઠેલું.
**दृष्टिप्रसाद** પુ. (दृष्टि સ્ત્રી. નજર. प्रसाद પુ. મહેરબાની) જોવાની મહેરબાની, નીઘા.
**दॄ** (दार्) ગ. ૧૦, ફાડવું.
**देवता** સ્ત્રી. દેવ.
**देवदत्त** પુ. વિશેષ નામ.
**देवदारु** પુ. દેવદાર.
**देवी** સ્ત્રી. દેવી.
**देवृ** પુ. દિયર.
**देश** પુ. દેશ.
**देह** પુ. દેહ.
**दैन्य** ન. ગરીબપણું, હલકાપણું.
**दैव** ન. નસીબ.
**द्युत्** ગ. ૧, આત્મને. પ્રકાશવું.
**द्रव्य** ન. દ્રવ્ય, ધન.
**द्रष्टृ** વિશે. જોનાર.
**द्रु** ગ. ૧, પરસ્મૈ. ગળવું, પિગળવું, દયાથી પિગળવું.
**द्रुतम्** (અવ્યય) જલદી, તરત,
**द्रुह्** ગ. ૪, પરસ્મૈ. દગો દેવો.
**द्वारका** સ્ત્રી. એક શહેરનું નામ.
**द्वीप** પુ. બેટ, ખંડ.
**द्वेष्ट** પુ. દ્વેષ કરનાર, શત્રુ.

## ध.

धन न. ધન.
धनपति પુ. કુબેર.
धनभाज् વિશે. ધનવાન.
धनिक પુ. ધનાઢ્ય.
धनुस् ન. કામઠું.
धर्म પુ. ધર્મ, ફરજ.
धातृ પુ. પેદાકરનાર, પરમેશ્વર.
धान्य ન. ધાન્ય, અનાજ.
धार्तराष्ट्र પુ. ધૃતરાષ્ટ્રનો પુત્ર.
धाव् ગ. ૧, પરસ્મૈ. દોડવું.
धीमत् વિશે. ડાહ્યું, બુદ્ધિમાન.
धीर् ગ. ૧૦,-अव સાથે, તિરસ્કારવું.
धूर्जटि પુ. શિવ.
धृ ગ. ૧૦, ધારણ કરવું, દેણદાર હોવું.
धृ ગ. ૧. ઉભય. उद् સાથે-છોડવવું.
धृति સ્ત્રી. ધીરજ, હિંમત.
धेनु સ્ત્રી. ગાય.
ध्रुव વિશે. સ્થિર.
ध्वनि પુ. અવાજ, શબ્દ.
ध्वंस् ગ. ૧, આત્મને. નાશ પામવું.

## न.

न (અવ્યય) નહિ.
नकदापि (અવ્યય) કદિયે [નહિ.
नख ન. નખ.
नगर ન. શહેર.
नगरी સ્ત્રી. શહેર.
नटी સ્ત્રી. નટી.
नद પુ. મોટી નદી.
नदी સ્ત્રી. નદી.
ननान्दृ સ્ત્રી. નણંદ.
नन्दिनी સ્ત્રી. છોકરી.
नप्तृ પુ. દીકરાનો દીકરો.
नभस् ન. આકાશ.
नम् ગ. ૧, પરસ્મૈ. નમવું.
नमस् (અવ્યય) નમસ્કાર.
नयन ન. આંખ.
नर પુ. પુરૂષ.
नल પુ. નળરાજા.
नव વિશે. નવું.
नश् ગ. ૪, પરસ્મૈ. નાશ પામવું.
नष्ट (नश् નો ભૂ. કૃ.) નાશ પામેલું.
नाग પુ. હાથી.
नाट् ગ. ૧૦, ભજવવું.
नाम (અવ્યય) નામે.
नामन् ન. નામ.
नारद પુ. એક દેવઋષિ.
नारायण પુ. વિશેષ નામ.
नारी સ્ત્રી. સ્ત્રી.
नाविक પુ. ખલાસી.
नाश પુ. નાશ.

**नित्यम्** (અવ્યય) હમેશ.
**निधि** પુ. ભંડાર.
**निन्द्** ગ. ૧, પરસ્મૈ. નિંદવું.
**निन्दा** સ્ત્રી. નિંદા.
**निपुण** વિશે. હુંશિયાર.
**निमग्न** {नि (ઉપ.) + मस्ज् નો ભૂ. કૃ.} બુડેલું, ગિરફતાર.
**निरस्त** {निर् (ઉપ.) + अस् ગ. ૪, પરસ્મૈ. નો ભૂ. કૃ.} વિખેરાયલું, નાશ કરાયલું.
**निरूपित** {नि (ઉપ.) + रूप् નો ભૂ. કૃ.} જોવાયલું, ઓળખી કઢાયલું.
**निर्देश** પુ. સુચના.
**निर्मित** {निर् (ઉપ.) + मा નો ભૂ. કૃ.} સરજાયલું, ઉપજાયલું, કરાયલું.
**निर्वृतिमत्** વિશે. નિરાંતવાળું.
**निवृत्त** {नि (ઉપ.) + वृत् નો ભૂ. કૃ.} પાછું આવેલું.
**निशा** સ્ત્રી. રાત.
**निशाचर** પુ. દૈત્ય.
**निष्क** પુ. સોના મ્હોર.
**निष्णात** {नि (ઉપ.) + स्ना- નો ભૂ. કૃ.} પ્રવીણ.
**निष्फल** વિશે. ફળરહિત, વ્યર્થ.
**नी** ગ. ૧, ઉભય. લઇ જવું, દોરી જવું;-**आ** સાથે, આણવું, લાવવું,-**परि** સાથે, પરણવું;-**प्र** સાથે રચવું.
**नीचैगराख्य** વિશે. (नीचैस् અને आख्या સ્ત્રી. નામ) જેનું नीचैस् નામ છે તે.
**नीति** સ્ત્રી. રાજનીતિ.
**नृ** પુ. પુરૂપ.
**नृत्** ગ. ૪, પરસ્મૈ. નાચવું.
**नृत्य** ન. નૃત્ય.
**नृप** પુ. રાજા.
**नृपति** પુ. રાજા.
**नृपत्व** ન. રાજાપણું.
**नृशंस** વિશે. ક્રૂર, દુષ્ટ.
**नेत्र** ન. આંખ.
**नैयायिक** પુ. ન્યાયશાસ્ત્રી.
**नौ** સ્ત્રી. વહાણ.
**न्याय** પુ. ન્યાયશાસ્ત્ર.
**न्यायसभा** સ્ત્રી. (न्याय પુ. ઈનસાફ અને सभा સ્ત્રી. કચેરી) ઈનસાફની કચેરી.

## प.

**पक्षिन्** પુ. પંખી.
**पङ्क** પુ. કાદવ.
**पच्** ગ. ૧, ઉભય. રાંધવું.
**पञ्चवटी** સ્ત્રી. પંચવટી.
**पण्डित** પુ. પંડિત.
**पण्य** ન. મૂલ, નૂર.

**पत्** ગ. ૧. પરસ્મૈ. પડવું.
**पतन** ન. પડવું તે.
**पतित** (पत् નો ભૂ. કૃ.) પડેલું.
**पत्ति** પુ. પાળો.
**पत्नी** સ્ત્રી. વહુ.
**पद्** ગ. ૪, આત્મને.—**उत्** સાથે, ઉત્પન્ન થવું;—**निस्** સાથે, નીપજવું;—**प्रति** સાથે, ધારણ કરવું.
**पद्म** ન. કમળ.
**पयस्** ન. પાણી.
**परकीय** વિશે. પારકું.
**परम** વિશે. અત્યંત.
**परवत्** વિશે. પરાધીન.
**परशु** પુ. ફરશી.
**परशुराम** પુ. પૃથ્વી નક્ષત્રિય કરનાર બ્રાહ્મણ યોદ્ધો.
**पराक्रम** પુ. પરાક્રમ.
**परिणाम** પુ. પરિણામ, છેવટ.
**परिहर्तव्य** વિશે. તજવાલાયક.
**परिहित** {परि (ઉપ.)+धा નો ભૂ. કૃ.} પહેરેલું.
**पर्ण** ન. પાંદડું.
**पर्वत** પુ. પર્વત.
**पल्वल** પુ. તળાવડું.
**पवन** પુ. પવન.
**पवि** પુ. વજ્ર.
**पशु** પુ. પશુ.
**पश्चात्** (અવ્યય) પછી.
**पश्यत्** (दृश् ગ. ૧, પરસ્મૈ. નો વ. કૃ.) જોતું.
**पा** [पिब्] ગ. ૧,પરસ્મૈ. પીવું. (કર્મણિ ૩૫ પી.)
**पांसु** પુ. ધૂળ.
**पाठ** પુ. પાઠ.
**पाठशाला** સ્ત્રી. પાઠશાળા.
**पाणि** પુ. હાથ.
**पाण्डव** પુ. પાંડુ રાજાનો પુત્ર.
**पाद** પુ. પગ.
**पादप** પુ. ઝાડ.
**पान्थ** પુ. મુસાફર.
**पाप** ન. પાપ;–વિશે. પાપી.
**पार्** ગ. ૧૦, ઓળંગવું.
**पार** પુ. પાર, છેડો.
**पारितोषिक** ન. ઈનામ.
**पार्थिव** પુ. રાજા.
**पालक** વિશે. પાળનાર.
**पिण्ड** પુ. પિંડ; પ્રેતને બળિદાનમાં આપેલો ભાતનો ગોળો.
**पितृ** પુ. બાપ;–દ્વિ. માબાપ.
**पितृव्य** પુ. કાકો.
**पीड्** ગ. ૧૦, પીડવું.
**पीडा** સ્ત્રી. પીડા.
**पुच्छकावलम्बन** ન. (पुच्छक ન. પૂછડું, અને अवलम्बन ન. ટેકો) પૂછડાનો ટેકો.

**पुण्य** ન. પુણ્ય;—વિશે. પવિત્ર.

**पुण्यपण्य** ન. પુણ્યરૂપી મૂલ, પુણ્યરૂપી નૂર.

**पुण्यवत्** વિશે. પુણ્યશાળી.

**पुत्र** પુ. દીકરો.

**पुत्रजन्मसम** વિશે. દીકરાના જન્મ જેવું.

**पुत्रीकृत** વિશે. (पुत्र દીકરો અને कृत કરેલું) દીકરા તરીકે માનેલું, દત્તક કરેલું.

**पुनर्** (અવ્યય) ફરી.

**पुरः** (અવ્યય) આગળ.

**पुरा** (અવ્યય) પૂર્વે.

**पुरी** સ્ત્રી. શહેર.

**पुरुष** પુ. મરદ.

**पुष्** ગ. ૪, પરસ્મૈ. પોષવું.

**पुष्पधारिन्** વિશે. ફૂલવાળું.

**पुष्पित** વિશે. ફૂલેલું.

**पुस्तक** ન. પુસ્તક.

**पूज्** ગ. ૧૦, પૂજવું.

**पूजा** સ્ત્રી. પૂજા.

**पूजास्थान** ન. સત્કારનું કારણ.

**पूत** (पू નો ભૂ કૃ.) પવિત્ર કરાયલું, પાવન.

**पृथ्वी** સ્ત્રી. પૃથ્વી.

**पृष्ट** (प्रच्छ् નો ભૂ. કૃ.) પૂછાયલું.

**पौर** પુ. નગરવાસી.

**प्रकर्ष** પુ. ઉત્કૃષ્ટતા, અત્યંતતા.

**प्रकाश** પુ. પ્રકાશ.

**प्रकृति** સ્ત્રી. પ્રધાનમંડળી, પ્રધાન, સ્વભાવ.

**प्रकृतिसिद्ध** વિશે. {प्रकृति સ્ત્રી. સ્વભાવ, અને सिद्ध (सिध् ગ. ૧ કે ગ. ૪ નો ભૂ. કૃ.) સિદ્ધ થયેલું} સ્વભાવસિદ્ધ, સ્વાભાવિક.

**प्रच्छ्** [पृच्छ्] ગ. ૬, પરસ્મૈ. પૂછવું;—**आ** સાથે (આત્મને.), વિદાય લેવી.

**प्रजा** સ્ત્રી. રૈયત; સંતતિ.

**प्रज्ञ** પુ. ડાહ્યો માણસ.

**प्रतनु** વિશે. થોડું, ન્હાનું.

**प्रतिकृति** સ્ત્રી. છબી, નકલ.

**प्रतिज्ञात** {प्रति (ઉપ.) + ज्ञा નો ભૂ. કૃ.} કબૂલેલું.

**प्रतिपद्** સ્ત્રી. પડવે.

**प्रत्यय** પુ. વિશ્વાસ.

**प्रथ्** ગ. ૧૦, પ્રસિદ્ધ કરવું.

**प्रथम** વિશે. પહેલું.

**प्रथमसुकृत** ન. (प्रथम પહેલું, અને सुकृत સત્કર્મ) પૂર્વનું સત્કર્મ.

**प्रभव** પુ. ઉત્પત્તિસ્થાન; ઉત્પત્તિ.
**प्रभा** સ્ત્રી. તેજ.
**प्रभूत** વિશે. પુષ્કળ.
**प्रमदा** સ્ત્રી. જુવાન સ્ત્રી.
**प्रमाण** ન. પ્રમાણ.
**प्रयाग** ન. પ્રયાગ, અલ્લાહાબાદ.
**प्रवर्तन** ન. પ્રેરણા.
**प्रविष्ट** {प्र (ઉપ.) + विश् નો ભૂ. કૃ.} પેઠેલું..
**प्रशस्य** વિશે. વખાણવા લાયક.
**प्रसन्न** {प्र (ઉપ) + सद् નો ભૂ. કૃ.} પ્રસન્ન.
**प्रसाद** પુ. મહેરબાની.
**प्रस्थापित** વિશે. મોકલેલું.
**प्राची** સ્ત્રી. પૂર્વ દિશા.
**प्राज्ञ** પુ. ડાહ્યો માણસ.
**प्राणिन्** પુ. પ્રાણી.
**प्राप्त** {प्र (ઉપ.) + आप् નો ભૂ. કૃ.} પામેલું, પહોંચેલું.
**प्रावीण्य** ન. હુશિયારી, પ્રવીણતા.
**प्रासाद** પુ. મહેલ.
**प्रासादतल** ન. (प्रासाद મહેલ અને **तल** ન. પૃષ્ઠ.) અગાશી.
**प्रिय** વિશે. વહાલું.
**प्रियंवदा** સ્ત્રી. શકુન્તલાની સખીનું નામ.
**प्रियतमा** સ્ત્રી. વ્હાલામાં વ્હાલી.
**प्रियवादिन्** વિશે. મીઠું બોલનાર.
**प्रियवादित्व** ન. મીઠા બોલાપણું.
**प्रियाप्रवृत्ति** સ્ત્રી. (प्रिया સ્ત્રી. વ્હાલી અને प्रवृत्ति સ્ત્રી ખબર) વ્હાલીની ખબર.
**प्री** [प्रीण्] ગ. ૧૦, ખુશી કરવું.
**प्रीति** સ્ત્રી. પ્રીતિ, પ્રસંનતા.
**प्रेमन्** પુ. ન. પ્રીતિ. પ્રેમ.
**प्रेयस्** વિશે. વધારે વ્હાલું, વ્હાલું.

## फ.

**फल** ન. ફળ.
**फलाशिन्** વિશે. ફળ ખાનાર.

## ब.

**बन्धु** પુ. સગો.
**बल** ન. બળ.
**बलि** પુ. બળિદાન.
**बलि** પુ. બળિરાજા.
**बहिस्** (અવ્યય) બાહાર.

**बहु** વિશે. બહુ.
**बाण** પુ. તીર.
**बान्धव** પુ. ભાઈ ; સગો.
**बाल** પુ. છોકરો.
**बाहु** પુ. હાથ.
**बिडाल** પુ. બિલાડો.
**बिन्दु** પુ. ટપકું.
**बुद्धि** સ્ત્રી. બુદ્ધિ.
**बुद्धिप्रभाव** પુ. (बुद्धि બુદ્ધિ અને प्रभाव પુ. શક્તિ.) બુદ્ધિની શક્તિ.
**बुध्** ગ. ૧, ઉભય. જાણવું, સમજવું.
**ब्रह्मन्** પુ. બ્રહ્મા. ન. પરબ્રહ્મ.
**ब्रह्मविद्** વિશે. બ્રહ્મને જાણનાર, તત્વજ્ઞાની.
**ब्रह्मारण्य** ન. એક જંગલનું નામ.
**ब्राह्मण** પુ. બ્રાહ્મણ.
**ब्रूते** (ब्रू ગ. ૨ નું આત્મને. વ. પુ. ૩ નું એક.) કહે છે.

## भ.

**भक्ष्** ગ. ૧૦, ખાવું.
**भगवत्** વિશે. દિવ્ય, પૂજ્ય.
**भगिनी** સ્ત્રી. બહેન.
**भगीरथ** પુ. એક સૂર્યવંશી રાજા.
**भङ्ग** પુ. ભંગ.
**भज्** ગ. ૧, ઉભય. સેવવું, ભજવું.
**भद्र** ન. સુખ, કલ્યાણ.
**भय** પુ. ભય.
**भयंकर** વિશે. ભયંકર.
**भर्मन्** ન. ઘર.
**भवत्** સર્વ. તું, તમે, આપ.
**भवत्सकाश** પુ. (भवत् આપ અને सकाश પુ. પડોશ.) આપની હજુર.
**भविष्यति** (भू ના ભવિષ્યના પુ. ૩ નું એક.) થશે.
**भागीरथी** સ્ત્રી. ગંગા.
**भार** પુ. ભાર.
**भार्या** સ્ત્રી. વહુ.
**भावय** (भू ના પ્રેરકના આજ્ઞાર્થ પુ. ૨ નું એક.) કર; સમજ; બનાવ,-**संभाव्यते** પ્રેરકનું કર્મણિરૂપ સંભવતું જણાય છે.
**भाविन्** વિશે. થનાર, થવાનું.
**भाष्** ગ. ૧, આત્મને. કહેવું.
**भास्वरशुक्ल** વિશે. ચળકતો ધોળો (રંગ).
**भिक्ष्** ગ. ૧, આત્મને. ભીખવું, ભીખ માગવી.

**भिक्षुक** પુ. માગનાર, યાચક.
**भिद्** ભેદવું.
**भीति** સ્ત્રી. બીક.
**भीम** પુ. પાંડુના બીજા દીકરાનું નામ.
**भीरु** સ્ત્રી. બીકણ (સ્ત્રી.)
**भू** ગ. ૧, પરસ્મૈ. હોવું, થવું; –**अनु** સાથે, અનુભવવું:–**उत्** સાથે, ઉત્પન્ન થવું, નીપજવું.
**भूतार्थ** પુ. સત્ય, વસ્તુતા.
**भूति** સ્ત્રી. ચઢતી, આબાદી.
**भूप** પુ. રાજા.
**भूभृत्** પુ. રાજા.
**भूमि** સ્ત્રી. પૃથ્વી, ભોંય.
**भूयस्** વિશે. બહુ મોટું, વધારે મોટું.
**भूरि** વિશે. બહુ.
**भूष्** ગ. ૧૦, રાણગારવું, શોભાવવું.
**भृ** ગ. ૧, ઉભય. ભરવું;—**भ्रियते** રૂપ કર્મણિ.
**भृत्य** પુ. ચાકર.
**भोजन** પુ. ભોજન, જમણ.
**भोस्** (અવ્યય) અરે, અહો.
**भ्रातृ** પુ. ભાઈ.
**भ्रान्त** (भ्रम् નો ભૂ. કૃ.) ભાવરૂ.

## म.

**मणि** પુ. મણિ.
**मण्डप** પુ. મંડપ.
**मति** સ્ત્રી. બુદ્ધિ.
**मत्स्य** પુ. માછલું.
**मद्** [ **माद्** ] ગ. ૪, પરસ્મૈ. ગાંડા થવું, ભૂલ ખાવી.
**मद** પુ. મદ.
**मदन** પુ. કામદેવ.
**मदिराक्षी** સ્ત્રી. મનોહર નેત્રવાળી સ્ત્રી.
**मधु** ન. મધ.
**मधुकर** પુ. ભમરો.
**मन्** ગ. ૪, આત્મને. વિચારવું, માનવું;–**अनु** સાથે, કબૂલ રાખવું.
**मनःसंयम** પુ. (संयम પુ. નિગ્રહ, કબજામાં રાખવું તે.) મનને કબજામાં રાખવું તે.
**मनस्** ન. મન.
**मनु** પુ. વિશેષ નામ.
**मन्त्र्** ગ. ૧૦,–**नि** સાથે, આત્મને. નોતરવું.
**मन्त्र** પુ. મંત્ર.
**मयूर** પુ. મોર.
**मरण** ન. મોત.
**मरुत्** પુ. પવન, દેવ.
**महत्** વિશે. મોટું.

**महात्मन्** પુ. ( महत् મોટું ) મહાત્મા, મહાપુરૂષ.

**महारिपु** પુ. ( रिपु પુ. શત્રુ ) મોટો શત્રુ.

**महिमन्** પુ. મહિમા.

**महिष** પુ. પાડો.

**महिषासुर** પુ. એક દૈત્યનું નામ.

**महिषी** સ્ત્રી. પટ્ટરાણી.

**मही** સ્ત્રી. પૃથ્વી.

**महोत्सव** પુ. મહોચ્છવ.

**मा** (અવ્યય) મા, નહિ.

**मा** ઉપસર્ગ **निर्** સાથે, નિપજાવવું (निर्मीयते કર્મણિરૂપ).

**मांस** ન. માંસ.

**माणवक** પુ. વિશેષ નામ.

**मातृ** સ્ત્રી. મા.

**माधुर्य** ન. મીઠાશ.

**मानिनी** સ્ત્રી. માનવાળી સ્ત્રી.

**मारुत** પુ. પવન, વાયુદેવતા.

**मार्ग्** ગ. ૧૦, શોધવું.

**मार्ग** પુ. માર્ગ, રસ્તો.

**माला** સ્ત્રી. માળા.

**माष** પુ. અડદ.

**मासचतुष्टय** ન. ( मास પુ. મહિનો; चतुष्टय ન. ચોકડું) ચાર મહિના.

**मित्र** ન. મિત્ર.

**मित्रता** સ્ત્રી. મિત્રાઈ.

**मिलित्वा** (मिल् નો અવ્યય ભૂ. કૃ.) મળીને.

**मुक्त** (मुच् નો ભૂ. કૃ.) છૂટું થયેલું.

**मुक्ति** સ્ત્રી. મોક્ષ.

**मुख** ન. મ્હોં.

**मुच्** [मुञ्च्] ગ. ૬, ઉભય. મૂકવું, છૂટા કરવું.

**मुद्** ગ. ૧, આત્મને. ખુશી થવું.

**मुह्** ગ. ૪, પરસ્મૈ. ઘેલા થવું, બેભાન થવું.

**मूर्ख** પુ. મુરખ.

**मूर्खशत** ન. (शत ન. સો) સો મુરખ.

**मूर्ति** સ્ત્રી. મૂર્તિ, પ્રતિમા.

**मूर्तिमत्** વિશે. મૂર્તિમાન, સાક્ષાત, પ્રત્યક્ષ.

**मृ** ( म्रिय् ) ગ. ૬, આત્મને. મરવું.

**मृग्** ગ. ૧૦, આત્મને. શોધવું.

**मृग** પુ. હરણ.

**मृत्यु** પુ. મોત.

**मेघ** પુ. વાદળ.

**मेघजाल** ન. વાદળનો જથો.

**मेदिनी** સ્ત્રી. પૃથ્વી.

**मेधाविन्** વિશે. બુદ્ધિમાન, ડાહ્યું.

**मेल** પુ. સંપ.

**मैत्रावरुण** પુ. સોમયજ્ઞ કરાવનારમાંનો એક યાજક.
**मोक्ष** પુ. મોક્ષ.
**मोदक** પુ. લાડુ.
**मौन** ન. મુગાપણું.

## य.

**यक्ष** પુ. યક્ષ, કુબેરનો સેવક.
**यज्** ગ. ૧, ઉભય. પૂજવું, યજ્ઞ કરવો.
**यजमान** પુ. યજમાન, યજ્ઞ કરનાર.
**यज्ञिय** વિશે. યજ્ઞસંબંધી, યજ્ઞનું.
**यत्** ગ. ૧, આત્મને. મથવું, મહેનત કરવી.
**यति** પુ. યોગી.
**यतः** (અવ્યય) જેથી, કારણ કે.
**यत्न** પુ. પ્રયત્ન.
**यत्र** (અવ્યય) જ્યાં.
**यथा** (અવ્યય) જે પ્રમાણે, જેમ.
**यदा** (અવ્યય) જ્યારે.
**यदि** (અવ્યય) જો.
**यन्त्र** પુ. યંત્ર, સાંચો.
**यशस्** ન. જશ.
**यशस्वत्** વિશે. પ્રખ્યાત.
**याच्** ગ. ૧, ઉભય. યાચવું, માગવું.
**याचक** પુ. યાચક, માગનાર.
**यात** (या નો ભૂ. કૃ.) ગયેલો.
**या**–ઉપ. **आ** સાથે, આવવું; –ઉપ. **सम्** + **आ** સાથે, આવવું (समायत ભૂ. કૃ).
**यातृ** સ્ત્રી. દેરાણી કે જેઠાણી.
**यात्रिक** પુ. જાત્રાળુ.
**यावत्** (અવ્યય) જ્યાં સુધી.
**युक्त** (युज् નો ભૂ. કૃ.) જોડાયલું, યુક્ત.
**युद्ध** ન. લડાઈ.
**युध्** સ્ત્રી. લડાઈ.
**युध्** ગ. ૪, આત્મને. લઢવું.
**यूथ** ન. ટોળું.
**योगिन्** પુ. યોગી. [ગાઉ.
**योजन** ન. જોજન, ચાર
**योध** પુ. લડવૈયો.

## र.

**रक्ष्** ગ. ૧, પરસ્મૈ. બચાવવું, સંભાળવું, રક્ષણ કરવું.
**रक्षण** ન. રક્ષણ; બચાવ.
**रक्षस्** ન. રાક્ષસ.
**रक्षा** સ્ત્રી. રક્ષા, બચાવ, રક્ષણ.
**रक्षित** (रक्ष् નો ભૂ. કૃ.) બચાવાયલું, રક્ષાયલું.
**रक्षितृ** પુ. રક્ષક;—વિશે. રક્ષણ કરનાર.

**रघु** પુ. (બહુ.) રઘુરાજાના વંશજ.
**रच्** ગ. ૧૦, રચવું, ગોઠવવું.
**रजनी** સ્ત્રી. રાત.
**रज्जु** સ્ત્રી. દોરડી.
**रजस्** ન. ધુળ, પરાગ.
**रति** સ્ત્રી. કામદેવની સ્ત્રીનું નામ, ખુશી, મજા.
**रत्न** ન. રત્ન.
**रथ** પુ. રથ.
**रथ्या** સ્ત્રી. શેરી.
**रभ्** ગ. ૧, આત્મને. હાથમાં લેવું;–**आ** સાથે, શરૂ કરવું.
**रम्** ગ. ૧, આત્મને. રમવું.
**रमण** પુ. વ્હાલો, ધણી.
**रमा** સ્ત્રી. લક્ષ્મી.
**रवि** પુ. સૂર્ય.
**रस** પુ. રસ.
**राक्षस** પુ. રાક્ષસ.
**राजद्वार** ન. (द्वार ન. બારણું) દરબાર, સરકાર કચેરી.
**राजन्** પુ. રાજા.
**राज्ञी** સ્ત્રી. રાણી.
**राज्य** ન. રાજ્ય.
**राज्यलोभाकृष्ट** વિશે. (राज्य ન. રાજ્ય, लोभ પુ. લોભ, आकृष्ट ખેંચાયલું), રાજ્યના લોભથી ખેંચાયલું.
**रात्रि** સ્ત્રી. રાત.
**राम** પુ. વિશેષ નામ.
**रावण** પુ. રામનો શત્રુ, લંકાનો રાજા.
**राशि** પુ. ઢગલો.
**रीति** સ્ત્રી. રીત.
**रुच्** ગ. ૧, આત્મને. ગમવું.
**रुद्** રડવું.
**रुध्** ગ. ૪, આત્મને.—ઉપસર્ગ **अनु** સાથે માનવું, તાબે થવું.
**रुह्** ગ. ૧, પરસ્મૈ. ઊગવું; **आ** સાથે, ચઢવું.
**रेरे** (અવ્યય) અરે!

## ल.

**लक्ष्मण** પુ. રામનો ભાઈ.
**लक्ष्मी** સ્ત્રી. લક્ષ્મી.
**लग्नवेला** સ્ત્રી. મુહૂર્તની ઘડી.
**लङ्घ्** ગ. ૧, આત્મને. ઓળંગવું; હરાવવું.
**लज्ज्** ગ. ૬, આત્મને. લાજવું, શરમાવું.
**लज्जा** સ્ત્રી. લાજ.
**लता** સ્ત્રી. વેલ.
**लतागृह** ન. લતામંડપ, માંડવો.
**लभ्** ગ.૧, આત્મને. મેળવવું.

**लम्ब्** ગ. ૧, આત્મને.–**अव** સાથે, આશરો લેવો, પકડવું.
**ललना** સ્ત્રી. સ્ત્રી.
**लव** પુ. રામનો પુત્ર.
**लवण** ન. મીઠું; વિશે. ખારૂં.
**लाङ्गूल** ન. પુછડું.
**लिङ्ग** પુ. જાતિ (=સ્ત્રીવર્ગમાં કે પુરૂષવર્ગમાં હોવાપણું).
**लुट्** ગ. ૪, પરસ્મૈ. આળોટવું, લોટવું.
**लुभ्** ગ. ૪, તથા ગ. ૬, પરસ્મૈ. તલ્કાસવું, લોભ રાખવો, મોહિત થવું.
**लोक** પુ. લોક, દુનિયા.
**लोभ** પુ. લોભ.

## व.

**वंश** પુ. વંશ, કુળ.
**वक्षस्** ન. છાતી.
**वचन** ન. વચન.
**वचस्** ન. વચન.
**वञ्चक** પુ. ઠગારો.
**वत्स** પુ. બચ્ચું.
**वद्** ગ. ૧, પરસ્મૈ. કહેવું.
**वध** પુ. વધ, મારવું તે.
**वधू** સ્ત્રી. વહૂ, જુવાન સ્ત્રી.
**वन** ન. વન.
**वनवासिन्** વિશે. વનમાં રહેનાર.
**वनौकस्** પુ. વનમાં રહેનાર.
**वन्द्** ગ. ૧, આત્મને. નમવું.
**वयस्** ન. ઉમર.
**वयस्य** પુ. મિત્ર.
**वरतनु** વિશે. ખૂબસુરત અંગવાળું; દેખાવડું.
**वरम्** (અવ્યય) બેહેતર, ઠીક.
**वराह** પુ. ડુક્કર, ભુંડ.
**वर्ण्** ગ. ૧૦, વખાણવું, વર્ણવવું.
**वर्ण** પુ. જાત, રંગ.
**वर्त्मन्** ન. રસ્તો.
**वल्लभ** પુ. વ્હાલો.
**वशा** સ્ત્રી. હાથણી.
**वस** ગ. ૧, પરસ્મૈ. રહેવું, વસવું;–**अधि** સાથે, રહેવું.
**वसत्** (वस् નો વ. કૃ.) વસતું.
**वसति** સ્ત્રી. રહેઠાણ.
**वसन** ન. વસ્ત્ર.
**वसन्त** પુ. વસંત ઋતુ.
**वसु** ન. ધન.
**वसुदेव** પુ. કૃષ્ણનો બાપ.
**वसुधा** સ્ત્રી. પૃથ્વી.
**वस्तु** ન. વાસ્તવિક પદાર્થ, વસ્તુ.
**वस्त्र** ન. વસ્ત્ર.
**वह्** ગ. ૧, ઉભય. વહેવું, વહવું, લઈ જવું.

**वा** (અવ્યય) અથવા.

**वाकपटुता** સ્ત્રી. (पटुता સ્ત્રી. હુંશિયારી) બોલવાની છટા.

**वाच्** સ્ત્રી. વાણી.

**वाचा** સ્ત્રી. વાણી.

**वाञ्छ्** ગ. ૧, પરસ્મૈ. ઇચ્છવું.

**वाणी** સ્ત્રી. વાણી.

**वात** પુ. પવન.

**वातायन** ન. બારી.

**वाद्** ગ. ૧૦, આત્મને.–**अभि** સાથે, નમવું.

**वापी** સ્ત્રી. વાવ.

**वायस** પુ. કાગડો.

**वायु** પુ. વાયુ.

**वारि** ન. પાણી.

**वार्ता** સ્ત્રી. વાત.

**वास** પુ. વાસ.

**वासित** વિશે. ખુશબોદાર.

**वासुदेव** પુ. કૃષ્ણ.

**विग्रहसंधि** પુ. ( विग्रह પુ. લડાઈ. संधि પુ. સલાહ ) લડાઈ અને સલાહ.

**विचित्र** વિશે, વિચિત્ર, રંગબેરંગી.

**वित्त** ન. દોલત, ધન.

**विद्** [ **विन्द्** ] ગ. ૬, ઉભય. મેળવવું.

**विद्** ગ. ૪, આત્મને. હોવું.

**विद्युत** સ્ત્રી. વીજળી.

**विद्वत्त्व** ન. વિદ્વત્તા, વિદ્વાનપણું.

**विद्वस्** વિશે. વિદ્વાન, ભણેલું.

**विधि** પુ. વિધિ, ધર્મશાસ્ત્રની આગ્ના.

**विधेय** વિશે. કરવા યોગ્ય.

**विनय** પુ. વિનય, નમ્રતા.

**विना** ( અવ્યય ) વિના, સિવાય.

**विपत्ति** સ્ત્રી. આફત.

**विपद्** સ્ત્રી. આફત.

**विप्रिय** ન. અપ્રિય, તકસીર; –વિશે. અણગમતું.

**विमार्ग** પુ. આડો રસ્તો.

**विमुख** વિશે. અવળા મ્હોંવાળું.

**वियत्** ન. આકાશ.

**वियोग** પુ. વિયોગ.

**विराव** પુ. ચીસ.

**विवर** ન. ગુંફા.

**विवाह** પુ. વિવાહ.

**विश्** ગ. ૬, પરસ્મૈ. પેસવું; –**उप** સાથે, બેસવું.

**विशुद्ध** {वि (ઉપ.) + शुध् ગ. ૪, પરસ્મૈ. નો ભૂ. કૃ.} શુદ્ધ.

**विश्रामहेतोः** (विश्राम પુ. વિસામો અને हेतु પુ. સબબ, એ શબ્દોના સમાસ विश्रा-

મહેતુ પુ. ની પંચમી વિભક્તિનું એકવચન) વિશ્રામો આવાના સબબથી.

**विश्व** ન. વિશ્વ.

**विश्वकर्मन्** પુ. વિશ્વકર્મા.

**विश्वामित्र** પુ. એક ઋષિ.

**विश्वासकारण** ન. (विश्वास પુ. ભરૂસો, कारण ન. કારણ) વિશ્વાસનું કારણ.

**विष** ન. ઝેર.

**विष्णु** પુ. વિષ્ણુ.

**विहग** પુ. પક્ષી.

**विहित** {वि (ઉપ.) + धा નો ભૂ. કૃ.} ફરમાવેલું, સ્થાપેલું.

**वीथि** સ્ત્રી. રસ્તો.

**वीर** પુ. શૂરો, લઢવૈયો.

**वृ**–ઉપસર્ગ **परि** સાથે, વિંટાળવું, ઘેરવું.

**वृक्ष** પુ. ઝાડ.

**वृत्** ગ. ૧, આત્મને. હોવું;–**नि** સાથે, પાછા આવવું.

**वृत्**–ઉપસર્ગ **प्र** સાથે, શરૂ કરવું, લઈ બેસવું.

**वृत्**–ઉપસર્ગ **परा** સાથે, પાછા વળવું; **परावृत्य** પાછા વળીને.

**वृत्ति** સ્ત્રી. ધંધો.

**वृथा** (અવ્યય) ફોગટ.

**वृध्** ગ. ૧, આત્મને. વધવું.

**वृष** પુ. બળદ.

**वृषभध्वज** પુ. મહાદેવ.

**वेद** પુ. વેદ.

**वेधस्** પુ. બ્રહ્મા.

**वेप्** ગ. ૧, આત્મને. ધ્રુજવું, થરથરવું.

**वैयात्य** ન. મૂર્ખામી.

**व्यथा** સ્ત્રી. પીડા, ઈજા.

**व्यसन** ન. દુઃખ, સંકટ, ટેવ, લત.

**व्याघ्र** પુ. વાઘ.

**व्याध** પુ. પારધી.

**व्याधि** પુ. રોગ.

**व्रज्** ગ. ૧. પરસ્મૈ. જવું.

**व्रीहि** પુ. વ્રીહી કે વ્રીહીનો દાણો.

## श.

**शंस्** ગ. ૧, પરસ્મૈ. વખાણવું કહેવું.

**शंस्**–ઉપસર્ગ **आ** સાથે, ગ. ૧. આત્મને. આશા રાખવી, તકાસવું.

**शकुन्तला** સ્ત્રી. વિશેષ નામ.

**शङ्क्** ગ. ૧, આત્મને. વહેમ આણવો, શંકા લેવી.

**शङ्का** સ્ત્રી. શંકા, વહેમ.

**शठ** પુ. લુચ્ચો, ઠગ.

**शत** ન. સો, શતક.

**शत्रु** પુ. શત્રુ, દુશ્મન.

**शत्रुविग्रह** પુ. શત્રુ સાથે લ-
ડાઈ.
**शम्** [शाम्] ગ. ૪, પરસ્મૈ.
શાંત થવું.
**शम्बूक** પુ. વિશેષ નામ.
**शम्भु** પુ. શિવ, મહાદેવ.
**शर** પુ. તીર.
**शरद्** સ્ત્રી. શરદ ઋતુ.
**शरीर** ન. શરીર.
**शरीरस्थ** વિશે. શરીરમાં
રહેતું.
**शय्या** સ્ત્રી. પથારી, સેજ.
**शव** ન. મુડદું, શબ.
**शान्ता** સ્ત્રી. રામની બહેન.
**शान्ति** સ્ત્રી. શાંતિ.
**शाला** સ્ત્રી. શાળા, સ્થળ.
**शास्** રાજ્ય ચલાવવું.
**शासत्** (शास् નો વ. કૃ.)
રાજ્ય કરતું.
**शासन** ન. હુકમ.
**शास्त्र** ન. શાસ્ત્ર.
**शिक्ष्** ગ. ૧, આત્મને. શી-
ખવું.
**शिखर** ન. શિખર.
**शिखरिन्** પુ. પર્વત.
**शिरस्** ન. માથું, શિર.
**शिला** સ્ત્રી. પત્થર.
**शिव** ન. કલ્યાણ.
**शिवालय** ન. શિવનું દેરૂં.

**शिशिर** પુ. કે ન. શિશિર ઋતુ.
**शिशु** પુ. બાળક.
**शिष्य** પુ. શિષ્ય, વિદ્યાર્થી.
**शीर्ष** ન. માથું.
**शुक** પુ. પોપટ.
**शुच्** ગ. ૧, પરસ્મૈ. શોચવું,
શોક કરવો.
**शुभ्** ગ. ૧, આત્મને. શોભવું,
ઘટારત હોવું.
**शुभ** વિશે. સારૂં.
**शुष्** ગ. ૪, પરસ્મૈ. સુકાવું.
**शूद्र** પુ. શુદ્ર.
**शूद्रक** પુ. વિશેષ નામ.
**शृगाल** પુ. શિયાળ.
**शोभन** વિશે. સારૂં.
**शोभा** સ્ત્રી. શોભા.
**श्मशान** ન. સ્મશાન.
**श्रम्** [श्राम्] ગ. ૪, પર-
સ્મૈ. થાકવું.
**श्रवण** ન. સાંભળવું.
**श्रि** ગ. ૧, ઉભય.–ઉપસર્ગ
आ સાથે, આશરે જવું-રહેવું;
શરણે જવું.
**श्रीमत्** વિશે. આબાદ, સુખી.
**श्रीषेण** પુ. વિશેષ નામ.
**श्रु** સાંભળવું.
**श्रुति** સ્ત્રી. કાન, વેદ.
**श्रुतिमत्** વિશે. વેદ જાણનાર,
વેદપારંગત.

